# કુદરત અને કળાધામમાં વીસ દિવસ

પ્રવાસના નકશા તથા બીજાં અગિયાર ચિત્રો સાથે



લેખક : ધીરજલાલ ટોકરશી શાહ

પ્રસ્તાવનાલેખક : કાકાસાહેબ શ્રી કાલેલકર

## કુદરત અને કળાધામમાં વીસ દિવસ

એ વિષે ગુજરાતના પ્રખ્યાત ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ શું કહે છે?

"આવું પુસ્તક ગુજરાતના જનસમાજની કેળવણીમાં અતિ ઉપયોગી તત્ત્વ આપનારૂં થઈ પડશે. તેમાં વર્ણવેલી વિસરાતી સંસ્કૃતિ અને ભારતનાં ભવ્ય દર્શનોની હકીકત અનેકને એ તરફ આકર્ષણ કરશે જ. તેમાં અભિનવ દષ્ટિ અને રસભર્યાં વર્ણનો વાંચનારને તલ્લીન રાખવા પૂરતાં છે. સુરૂચિ ધરાવતા નાગરિકો આ પુસ્તક ભેટ કે ઈનામ માટે આપે લે તો તેના પ્રચારને બહુ જ સહાય મળે."

# કુદરત અને કળાધામમાં
# વીસ દિવસ

ધીરજલાલ ટો. શાહ

# કુદરત અને કળાધામમાં વીસ દિવસ

[ સચિત્ર પ્રવાસ ]



: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ



: પ્રસ્તાવના લેખક :

કાકા કાલેલકર





આવૃત્તિ ૧ લી  સંવત ૧૯૮૭

કિંમત રૂ. દોઢ

પ્રકાશક :
ધીરજલાલ ટોકરશી શાહ
ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીસર
રાયપુર, હવેલીની પોળ—અમદાવાદ.



આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

અમદાવાદના બધા જાણીતા બુકસેલરો

મુંબઇ : વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની.

આર. આર. શેઠની કું. પ્રીન્સેસસ્ટ્રીટ

મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય
મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા
ઘીકાંટા રોડ :: અમદાવાદ.

# અર્પણ

નિઃસ્વાર્થભાવે આજ સુધી દરેક જરુરી

પ્રસંગે સહાય કરનાર ધર્મબન્ધુ

રમણલાલ ગોવિંદલાલ શાહને

બી. કૉમ. જી. ડી. એ.

પ્રેમપૂર્વક સમર્પણ



# પ્રસ્તાવના * * * *

## લલિત અને ભવ્ય

વૈદિક કાળમાં ઇન્દ્રે કહ્યું चराति चरतो भगः । જે ચાલે છે તેનું ભાગ્ય પણ ચાલે છે. દરેક દેશનો અનુભવ સુરપતિ ઇન્દ્રનું આ વચન પુરવાર કરે છે. જે પ્રજાના યુવાનો મુસાફરીના શોખ ખાતર જ દેશદેશાંતર ફરે છે, જોખમના શોખ શોખ ખાતર જ જોખમ ખેડે છે તે પ્રજાનો ભાગ્યોદય નજીક આવ્યો સમજવો. મહારાષ્ટ્રના અભ્યુદયના પ્રભાતને સમયે મહારાષ્ટ્રીઓ દૂરદૂર સુધી પ્રવાસ કરતા, યાત્રા કરતા, એવું દ્રાવિડ કવિ વેંકટાધ્વરિએ લખી રાખ્યું છે. ગુજરાતની જાહોજલાલીના દિવસોમાં ગુજરાતના સાહસિક તરુણો રમણીમુખકમલનો મોહ ટાળીને પણ દરિયો ખેડતા, અને આફ્રિકાથી જાવા સુધી વેપાર કરતા. ઘોઘાનો વર લંકાની લાડી મેળવવામાં ધન્યતા માનતો.

એ દિવસોમાં આજની પેઠે પ્રવાસનાં સાધનો આટલાં સુલભ ન હતાં. તેથી જ લોકોને દસ દસ વરસ મુસાફરીમાં ગાળવાનું સૂઝતું. આજે ઘેર બેઠે બધા દેશો વિષે જાણી શકીએ છીએ. અને પારસલની પેઠે દુનિયાની મુસાફરી કરીએ તોયે બધે એક જ જાતની સંસ્કૃતિ, એક જ સાંચાનો અનુભવ થાય છે. મનીલા જાઓ કે મ્યુનિચ, કેપટાઉન જાઓ કે ફ્રીમૅન્ટલ, બધે એક જ પ્રકાર દેખાવાનો. આજના જમાનામાં જો નવીનતા જોઇતી હોય તો પગે જ મુસાફરી કરવી જોઇએ. અને તે પણ જ્યાં આધુનિક સુધારાની યાંત્રિકતા પહોંચી નથી ત્યાં.

હિંદુસ્તાનમાં બંને જાતની મુસાફરી કરી શકાય. મુંબઈ, કલકત્તા, રંગૂન, કોલંબો, મદ્રાસ અને કરાંચી જઈને એક જાતનું હિંદુસ્તાન જોઇ શકાય; જ્યારે હિમાલયનાં જંગલો અને રાજપુતાનાનો વેરાન પ્રદેશ, કાશ્મીરનાં સરોવરો અને શરાવતીનો ધોધ, બિહારનાં ખેતરો અને મહારાષ્ટ્રના ડુંગરો એ હિંદુસ્તાનનું પણ દર્શન કરાય.

વીસ દિવસની આ મુસાફરી લખનાર ભાઇ કુદરતના તેમ જ કળાના રસિયા છે. પુણ્યને લોભે જેમ આપણા પૂર્વજો યાત્રાના સંઘ કાઢતા તેમ સંસ્કારના લોભે આ ભાઇએ વીસ દિવસનો એક સંઘ કાઢ્યો, અને એટલામાં ડાંગનાં જંગલો, ત્યાંના દયાપાત્ર ભીલલોકો, અજંતાની લલિતકલા અને વેરુળની શક્તિશાલિની શિલ્પકળા; બધી જ વસ્તુનું એમના સંઘે રસપાન કર્યું. વાહનની મુસાફરી કરનારને વીસ દિવસનો સાચો ખ્યાલ નહિ આવે. પગપાળા મુસાફરી કરનારને જે આનંદ અને અનુભવ મળે છે તે

વાહનની મુસાફરીમાં કોઇ કાળે મળવાનો નથી; જેમ ખાદીમાં જે સંસ્કારિતા સમાયેલી છે તે મિલકાપડમાં કોઈ કાલે મળવાની નથી.

આપણા ગ્રંથકાર મુસાફર છે એટલું જ નહિ પણ કવિ અને ચિત્રકાર પણ છે, એટલે અનેક નજરે કુદરતને નિહાળવાનું એને સૂઝે છે. અને ઇતિહાસ અને કળાની દૃષ્ટિએ જૂનું સ્થાપત્ય નિહાળવાનો એને શોખ હોવાથી પુરાતત્ત્વમાં ડોકિયું કરવાનું પણ એને મન થાય છે, તેથી આ ચોપડી પ્રવાસની છે કે પુરાતત્ત્વ વર્ણનની છે એ કહેવું મુશ્કેલ થાય છે.

આપણે ત્યાં પ્રવાસવર્ણનો ખૂબ લખાવાં જોઇએ. આપણા દેશમાં જોવા લાયક શું છે એની જ આપણને ખબર નથી હોતી. દેશી ભાષામાં તો આ વિભાગ જાણે ખેડાયો જ નથી. તેથી મુસાફરી કરતાં છતાં એનો પૂરતો લાભ મળતો નથી. આ જ વીસ દિવસની મુસાફરીમાં આપણે જોઇએ છીએ કે આપણા યાત્રીઓ નાશક ગયા પણ ત્રણ ટેકરીવાળી જગાએ આવેલી બૌદ્ધગુફાઓ જોવા લાયક છે એમ એમને ખબર ન પડી. તેઓ દોલતાબાદ ગયા પણ ભારતવર્ષના કિલ્લાઓમાં અસાધારણ ગણાતો ત્યાંનો કિલ્લો, કિલ્લા પરની એક ગુજરાતીએ તૈયાર કરેલી તોપ, અને મહારાષ્ટ્રસંત જનાર્દન સ્વામીની ધ્યાનની ગુફા જોયા વગર આગળ ચાલ્યા. વેરૂળની લેણાઓનો (ગુફાઓનો) એમણે અભ્યાસ કર્યો, પણ ત્યાંથી પાસે આવેલું દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું ઘૃષ્ણેશ્વરનું લાલ મંદિર એમની નજર આગળ ન આવ્યું. આ સંઘના સંઘવી શ્રી. ધીરજલાલ શાહ ઉત્સાહી છે, શોધક છે, ખડતલ છે,

છતાં તેમને આ વસ્તુઓ ન જડી, તો જડપણે યાત્રા કરનાર અસંખ્ય યાત્રીઓની શી દશા થતી હશે ? એ વિચારથી જ આ પુસ્તક જેવાં પુસ્તકોનું હાર્દિક અભિનંદન કરવાનું મન થાય છે.

અજંતાની ચિત્રકળા આજે સાતે ખંડના મુસાફરોને અહીં ખેંચે છે. એ ચિત્રોમાં ઇરાનથી આવેલા એલચીઓ અને લંકામાં ગયેલા લાટદેશના રાજપુત્રો શા કારણે આ દેશ તરફ આકર્ષિત થયા હશે ? જે જમાનામાં ચિત્રકારોને મુસાફરીના પ્રસંગો ચીતરવાનું મન થયું હશે તે જમાનો કુદરત અને કળાનો કેટલો આનંદ અનુભવતો હશે ! બ્રહ્મદેશનાં કેટલાંક પેગોડા પર લાકડાંમાં કોતરેલાં બળદ સાથેનાં ગાડાં ખૂબ ધ્યાન ખેંચે છે. એ કોતરકામ કરનારા કારીગરોએ ગાડાંની કેટલી મુસાફરી કરી હશે !

હું માનું છું કે અજંતાની બૌદ્ધ ગુફાઓમાં જે અસાધારણ કલાવિધાન રચાયું છે તે કોઈ રાજાની પ્રેરણાથી શહેરી ગુણીજનોએ રચેલું નથી. બુદ્ધના સંઘમાં અઢારે વર્ણના લોકો પ્રવેશ કરતા હતા. ચિત્રકારોના કોઇ સમર્થ જૂથે સંસારની અસારતા જોઇ સંઘનું શરણ લીધું હશે, અને બ્રહ્મદેવની સૃષ્ટિમાં જે વિગલિત વેદ્યાન્તર આનંદ ન મળી શકયો તે કળાની દુનિયામાં મેળવ્યો હશે, અને ધ્યાનસમાધિ જેટલી જ શાંતિ મેળવી હશે. અને એ લોકોએ સ્થાન પણ કેવું શોધી કાઢયું ! ધ્યાનમાં માનસક્ષેત્રમાં માણસ જેમ ઊંડોઊંડો પ્રવેશ કરે છે તેમ પહાડના મુખવિવરમાં જલસ્રોતની દિશા પકડીને ઊંડોઊંડો પ્રવેશ કરતાં અર્ધચંદ્રકાર કરાડ સુધી પહોંચીને પ્રપાત આગળ પોતાની ગુફાઓ એમણે

કાયમ કરી. એ આખું દૃશ્ય જાણે ધ્યાનસમાધિનું એક પ્રતીક ન હોય એવું જણાય છે.

અને વેરૂળ (ઇલ્લુરા) ? ત્યાંનું કોતરકામ તો એથી તદ્દન જુદું. ત્યાંની ગુફાઓ ગમે તે પંથના લોકોએ કોતરાવી હશે, પણ એ બધા શક્તિના ઉપાસક હતા એ વિષે શંકા નથી. કૈલાસ જેવું મંદિર જેની કલ્પનામાં પ્રથમ પ્રગટ થયું એ કોઇ અસાધારણ વૈભવશાળી, બલાઢ્ય શિલ્પસમ્રાટ હોવો જોઇએ, અને એ કૈલાસની આસપાસ જે કદાવર મૂર્તિઓ કોતરેલી છે તેમની મુદ્રા, તેમના હસ્ત અને આયુધો અરે, એમનાં ઊભાં રહેવાનાં પેંતરાં એટલાં તો શક્તિશાળી છે કે " એ જોતાંવેંત ઉપશાન્ત માણસને પણ આખી દુનિયા ફરી વળી આજ સુધી કોઇએ ન કરેલો પુરુષાર્થ કરવાનો ઉત્સાહ મનમાં પેદા થાય છે. સાધારણ રીતે ભવ્યતા એકાકી જ હોય છે. પણ અહીં તો હિમાલયનાં શિખરોની પેઠે દરેક જાતની ભવ્યતાનું મૂક સંમેલન જ ગોઠવ્યું છે. અને એ નિઃશબ્દ શાંતિ કંઈ ઓછી ભવ્ય નથી. આ બધી સૃષ્ટિ જે લોકોએ સરજી તે લોકોનો પ્રાણ કેટલો પરાક્રમી હશે !

હિંદુસ્તાનનો ઇતિહાસ ગમે એટલો વિસ્તરેલો હશે, તોયે દરેક જમાનો હજીયે આ પ્રાચીન સ્થાનો પાસેથી ભવિષ્યકાળના ગૌરવનું ધ્યાન પ્રાપ્ત કરશે, એટલું જ નહિ પણ ભવિષ્ય કાળને માટે પૂરતી પ્રેરણા મેળવી શકશે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# પ્રકાશકના બે બોલ.

આજથી બે વર્ષ પહેલાં પ્રવાસનાં મધ્યમ કદનાં ૧૬ સચિત્ર પુસ્તકો પ્રકાશિત કરવાની યોજના બહાર પાડેલી. એમાં આજ સુધી તાલીમ, સાહસ ને સંસ્કારપ્રાપ્તિ માટે કરેલા સેંકડો માઇલના પ્રવાસની હકીકત આપવાનો વિચાર કરેલો. (૧) પગરસ્તે પાવાગઢ (૨) તારંગા ને આરાસુર (૩) આબુ—અચળગઢ (૪) ડભોઇ ને વડોદરા (૫) અરવલ્લીમાં અગીઆર દિવસ (૬) કાશ્મીર (૭) તક્ષશિલા (૮) ત્રણ પવિત્ર તીર્થો: અમૃતસર, હરદ્વાર, ઋષિકેશ (૯) દિલ્હી, આગ્રા ને જયપુર (૧૦) કાનપુરથી સમ્મેતશિખર (૧૧) મુંબઇ, પુના, કાર્લીની ગુફાઓ ને અજન્તા (૧૨) પગરસ્તે સુરપાણના જળધોધપર (૧૩) ડાંગના જંગલો, સપ્તશૃંગ ને નાશિક (૧૪) ઇલુરાથી અજન્તા (૧૫) ઓંકારેશ્વર, ધારાક્ષેત્ર ને ઇંદોર (૧૬) બનાસકાંઠો.

પણ સંજોગોવશાત્ આખી પ્રવાસમાળા હાથમાં લેવાનું અશક્ય બન્યું ને થોડા વખત સુધી તો આ વિચાર માંડીજ વાળ્યો. પરંતુ કેટલાક વિદ્વાનમિત્રોની વારંવાર સૂચના થયા કરતી કે તમારે વધારે નહિ તો એકાદ પ્રવાસ પણ બહાર પાડો. એ સૂચનથી બુઝાઇ ગએલો સંકલ્પદીપ ફરી સચેતન થયો ને જે કાંઇ સામગ્રી મારી પાસે ઉપલબ્ધ હતી તેમાંથી આ પુસ્તક તૈયાર કર્યું.

એમાં પ્રથમની યોજનાના ૧૩, ૧૪ ને ૧૫મા મણકાનો સમાવેશ થાય છે. બીજા મણકાઓ તૈયાર નહિ થાય–કરવાની

     

ઈચ્છા નથી. એનું મુખ્ય કારણ એ છે કે પ્રવાસની દૃષ્ટિએ જે કાંઈ જોઇને રજુ કરવું જોઇએ તેવી તે વખતે દૃષ્ટિ ન હતી, માહિતી એકઠી કરી લીધી ન હતી એમ હવે લાગે છે. એટલે હાલ તુરત તો આ પ્રકાશનથી જ સંતોષ માનું છું.

પ્રવાસ વિનાનું શિક્ષણ તદ્દન અધુરૂં છે આવી માન્યતાથી પ્રેરાઈ વિદ્યાર્થીઅવસ્થાથી માંડી આજસુધી મળેલી તકે કે તક મેળવીને મેં વિદ્યાર્થીમિત્રોની મંડળી સાથે પ્રવાસો કર્યાં છે. અને તેથી મારી એ માન્યતા ખુબ મજબુત થઈ છે. જો આ પુસ્તક વાંચીને ગૂજરાતના કુમારો અનેક અણખેડયા પ્રદેશોમાં ટુકડી લઇ પ્રવાસો કરવાની ઇચ્છા કરતા થશે—પ્રવાસ કરતા થશે તો મારો શ્રમ સફળ થયો ગણીશ.

આ પ્રસંગે એક વાત કહેવાનું મન થઇ જાય છે. આપણે આપણા ગુજરાતને જ પૂરેપૂરો જોયો નથી, જાણ્યો નથી. આખી પૂર્વ સરહદપર પથરાએલી એ પ્હાડીમાં પ્રકૃતિમાતા કઇ છટાથી વિચરે છે, એના ગર્ભમાં શું શું અમુલ્ય ખનીજો છે, ત્યાં કઇ કઇ જાતના લોકો વસે છે, ત્યાંના લોકો કેવું જીવન ગુજારે છે, એ સંબંધી આપણે બરાબર જાણીએ છીએ? બનાસકાંઠે ને કાંકરેજીમાં કોળી લોકોના જે મેવાસ પડયા છે તે અનેક દૃષ્ટિએ નિરીક્ષણીય છે. તેનું નિરીક્ષણ કરી તેની જાણવા યોગ્ય હકીકતો કોણે બહાર પાડી છે? બીજા પણ કેટલાયે સાહસભર્યાં પ્રવાસો કરવા યોગ્ય જંગલો પડયાં છે. ગુજરાતના કુમારો! ખુણે ખુણે ને ખાસ કરીને અણખેડાયલા ભાગમાં ફરી વળો ને ગૂર્જરી માતાના સ્વરૂપનાં યથાર્થ દર્શન કરો.

આ પુસ્તક તૈયાર કરવામાં જે જે મિત્રોએ અગત્યની સૂચનાઓ કરી છે, તથા બીજી રીતે મદદ કરી છે તેમનો આભાર માનું છું. કાકાશ્રી કાલેલકરે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપીને પ્રસ્તાવના લખી આપી છે. કૌમુદીના તંત્રી વિજયરાય ભાઇએ, શ્રી મંજુલાલ સાકરલાલ દેસાઇએ તથા શ્રીયુત રતિલાલ મોહનલાલ ત્રિવેદીએ અગત્યની સૂચનાઓ આપી છે. એ ઉપરાંત શ્રી. બચુભાઇ રાવતે તથા શ્રીયુત રવિશંકર ભાઇએ ચિત્રોના સંબંધમાં યોગ્ય મદદ આપી છે ને પોતાના કાર્યાલયમાં ખુબ કાળજીપૂર્વક છાપી આપ્યાં છે. મારા વિદ્યાર્થીઓની ઓછી અધુરી નોંધો પણ અનેક રીતે ઉપયોગી થઇ છે. ફરી પણ એ બધાનો હું આભાર માનું છું.

આ પુસ્તકમાં શુદ્ધિપત્રક નથી આપ્યું એનો અર્થ એવો નથી કે તે શુદ્ધ છે. એથી ઉલટું કેટલીક જગાએ પ્રુફ સુધારવામાં ભૂલો રહી ગઈ છે. એમાં ખાસ જે અગત્યની ભૂલો છે તે અહીંજ જણાવી દઉં છું. વાચક એ પ્રથમ સુધારી લેશે. ૨૫ મા પાને 'વરાધ' છે ત્યાં 'વિરાધ' જોઈએ. ૧૪૨ મા પાને 'અવનીન્દ્રનાથ ટગોર છે ત્યાં 'નંદલાલ બોઝ' જોઇએ. તેજ પાને 'આંધ્રનરેશ' છે ત્યાં 'ઔંધનરેશ' જોઇએ. અને ૧૮૭ મા પાને 'સાબરમતી' સ્ટેશન આવ્યું લખ્યું છે ત્યાં 'નડીઆદ' જોઇએ. આશા છે કે વાચક આવી ભૂલો માટે દરગુજર કરશે.

આ પુસ્તકમાં જનતાનો યોગ્ય સહકાર મળશે તો આ પછી 'ગુજરાતના જંગલોમાં' એ નામનું ગૂર્જરી માતાનું સૌંદર્ય પૂર્ણપણે પ્રગટ કરતું બીજું પુસ્તક બહાર પાડવામાં આવશે.

**પ્રકાશક**

# કુદરત અને કળાધામમાં વીસ દિવસ

## અનુક્રમણિકા

## ચિત્રોની યાદિ.





: ૧ :

## પહેલો દિવસ : અમદાવાદથી ડાંગનાં જંગલો ભણી

ગ્રીષ્મ ઋતુનું એ રમણીય પ્રભાત હતું. ઉષાનાં આછાં અજવાળાં થયાં હતાં. સાબરમતીનાં નીર મંદમંદ વહેતાં હતાં. તેના પર થઈને આવતો સુસવાટા ભર્યો પવન વધારે સ્ફૂર્તિ રાખવાની પ્રેરણા કરી રહ્યો હતો. સહુના મુખ ઉપર એ ઉષા જેવું નવચેતન હતું. તેમાં ખીલતાં પુષ્પના જેવો હર્ષ હતો. કોઈ જાણતું ન હતું કે ડાંગનાં જંગલો કેવાં છે અને ત્યાં શું છે! પરંતુ સહુ માનતું હતું કે ત્યાં સુંદર જંગલો હશે, વનચર પશુઓ હશે, પહાડો ને ખીણો હશે એથી ફરવાની ખુબ મજા પડશે.

સીટી વાગતાં દસ સાથીઓની ટુકડી હારબંધ ખડી થઈ ગઈ. 'સામાન સંભાળો'ની આજ્ઞા મળતાં યાદિ મુજબ સહુએ સામાન સંભાળી લીધો. પછી પર્યટન ગીત શરૂ કર્યું: "વ્હાલા વતન નમસ્કાર તને અમારા." સમજ ને ભાવ પૂર્વક એ ગીત બોલતાં હૃદયમાં કંઇ કંઈ ભાવો અનુભવી લીધા. ગીત પૂર્ણ થતાં મિત્રોને વડિલોની મીઠી વિદાય લીધી. હવે એ સ્નેહાળ ચહેરા લાંબે વખતે જોવાના હતા.

આજે બીલીમોરા સુધી મોટી ગાડીમાં અને ત્યાંથી નાની ગાડીમાં બેસી ડાંગની સરહદ પર પહોંચવાનું હતું એટલે

સ્ટેશને આવ્યા. ભીડ સખ્ત હતી એટલે બબ્બે જણ જુદા જુદા ડબામાં ચડી ગયા. કેટલાક સ્નેહીઓ સ્ટેશન પર આવ્યા હતા તેમની હેતભરી શિખામણ સાંભળી ન સાંભળી ત્યાં તો ગાડી ઉપડી. સ્ટેશન એ વખતે 'વંદે માતરમ્'ના બુલંદ અવાજથી ગાજી ઉઠયું.

ગાડી થોડું ચાલતાં જ હરિયાળી વાડીઓ શરૂ થઇ. કોશના કીચુડ કીચુડ અવાજ ને કોશ હાંકનારના ગ્રામ્ય-ગીતો સંભળાવા લાગ્યા. જો કે એ સંગીતમાં શાસ્ત્રીય તાલ ન હતા કે શાસ્ત્રીય આરોહ—અવરોહ ન હતા પણ એ બધાથી ટપી જાય તેવી આત્માની ઉંડાણમાંથી નીકળતી સંગીતની હલક હતી. મેશ્વોએ ચરોતર શરૂ થયાની ખબર આપી. અહા ! કેટલી સૌંદર્યપૂર્ણ, કેટલી બળવાન એ ભૂમિ ! સ્થળે સ્થળે આંબાની ઘટાઓ ને પાકથી લચી પડતાં હરિયાળાં ખેતરો ! સ્થળે સ્થળે મહાપુરુષોનાં સ્મરણ ! સત્યાગ્રહના અણમોલા પાઠ આ ભૂમિએ પઢી બતાવ્યા. આખા હિંદમાં બલ્કે જગતમાં નામ કાઢનાર પટેલ બિરાદ-રોને આ ભૂમિએ જ ઉત્પન્ન કર્યા. સરસ્વતીચંદ્ર પુરાણના કર્ત્તા ગોવર્ધનરામભાઈ સાક્ષર રત્ન મણિભાઈ ને બીજા અનેક સાહિત્યસેવકો પણ આજ ભૂમિમાં ઉત્પન્ન થયા. ચારુત્તર નામની આથી બીજી સાર્થકતા શું હોઈ શક !

આ વિચારમાળા પૂરી થાય તે પહેલાં તો વડોદરા આવ્યું. શ્રીમંત સયાજીરાવના કેળવણીપ્રેમના સ્મારકો યાદ આવ્યાં. સેન્ટ્રલ લાયબ્રેરી, સંગ્રહસ્થાન, કળાભુવન, કોલેજ વગેરે દરેક દેશી રાજ્ય ઓછામાં ઓછું પ્રજા માટે આટલું કરે તો

પણ કેવું સારૂં! અહીં બધા એક ડબ્બામાં એકઠા થયા એટલે ખુદ આનંદ થયો. હવે જઠરની દાદ દૂર કરીને જ જ્ઞાનામૃત પીઇએ તો ઠીક થશે એમ લાગવાથી જઠરની દાદ દૂર કરી. અહીંથી આગળ જતાં એક ભાઈ પાસેથી દેશી વહાણમાં કરેલા બગદાદ બસરા તથા સિંગાપોરના કરેલા પ્રવાસના અનુભવો સાંભળ્યા. એ સાંભળતાં સાંભળતાં નર્મદા આવી. તેને જોતાં જ થોડા સમય પર સાતપુડાના કઠણ શ્યામ ખડકો ભેદીને દોડતી નર્મદા જોયેલી તે યાદ આવી. અહા કેટલું પરિવર્તન! અહીં નર્મદાનો તે ઘુઘવાટ નથી; તે મસ્તી નથી. જાણે સાસરૂં સમીપ આવતાં બિચારી શરમાઇ ગઇ હોય! તેના કિનારે પથરાયેલું ભરૂચ 'ભાંગ્યું ભાંગ્યું તો એ ભરૂચ'ની ઉક્તિ સાચી પાડે છે. ભૃગુઋષિનો આશ્રમ, તપોવનની ભૂમિ ને જૈનોનાં અશ્વાવબોધ, શકુનિકાવિહાર તથા સમળીવિહાર તીર્થ એ એના પ્રાચીન સંસ્મરણો છે. આજના સાહિત્ય ક્ષેત્રમાં પણ એણે મોટો ફાળો આપ્યો છે. બ. ક. ઠાકોર, કનૈયાલાલ મુનશી ને કૃષ્ણલાલ ઝવેરીની આ જન્મભૂમિ છે. પુરાણી ભાઇઓની બેલડીને સેવાશ્રમ ચલાવનાર ચંદુલાલ ડૉકટર પણ આજ ભૂમિનો પરિપાક છે. અહીંથી આગળ ચાલતાં કપાસના ખેતરો ધ્યાન ખેંચે છે જેની શ્રેષ્ઠતા સર્વત્ર મશહૂર છે.

મધ્યાહ્ન સૂર્ય નિર્દય રીતે તપતો હતો. ગરમ પવન શરીર શેકી નાંખતો હતો. પણ આસપાસનું સૌન્દર્ય નિહાળતાં એ સઘળું ભૂલાઇ જવાતું હતું. એવામાં તાપી આવી. તેના કિનારે ઈતિહાસની ભવ્ય સમૃદ્ધિ સાચવીને બેઠેલું

સુરત આવ્યું. આજે તે ભવ્ય બંદર નથી. ચોરાશી બંદરના વાવટા ત્યાં ઉડતા નથી. તેની સોનાની સુરત પીત્તળની થઈ ગઇ છે છતાં તે ઠીક ઠીક જાહોજલાલી જાળવી રહ્યું છે. જૈનોની જાહોજલાલી અહીં સારા પ્રમાણમાં છે. તેમના પુષ્કળ મંદિરો તથા ઉપાશ્રયો અહિં આવેલા છે. પ્રેમ-શૌર્યના ઉપાસક કવિ નર્મદાશંકરનું હરકોઈ પ્રવાસીને અહીં સ્મરણ થાય છે. એ સ્મરણ સાથે અહીંની બરફી ને ઘારીનું પણ અમને સ્મરણ થયું પરંતુ સ્મરણ માત્રથી સંતોષ માની આગળ ચાલ્યા. બીલીમોરા ચાર વાગે આવ્યું. અર્ધો કલાક અહિં થોભવાનું હતું પણ ગામમાં પ્લેગ ચાલતો હોવાથી સ્ટેશન પરજ રહ્યા ને કાળા આંબાની ટીકીટ લઇ નાની ગાડી ( B.K.Ry. )માં બેઠા.

અહીંથી ડાંગ વિષે માહિતી મેળવવાની શરૂઆત કરી. અત્યાર સુધી થોડા માણસોને ડાંગ વિષે પુછ્યું હતું પણ એ શબ્દ જ તેમને અપરિચિત હતો. વાંસદાના રેવન્યુખાતાના એક અમલદારે એની કેટલીક માહિતી આપી ને અમને કાળા-આંબા ન ઉતરતાં આગલા સ્ટેશન કેવડારોડ ઉતરી પડવાનું કહ્યું. કારણ એ હતું કે કાળાઆંબા ડાંગના જંગલમાં લાકડાં ભરવાનું જ મથક છે. ગાડી ત્યાં રાત્રે પહોંચે છે. એટલે સુવાનું ડબ્બામાં જ રાખવું પડે. એ સિવાય બીજું કોઈ ઉતરવા લાયક સ્થળ નથી. જંગલી જાનવરોનો ભય ઘણો છે. ત્યાં રહેતા ભીલો પણ ઝુંપડાની આસપાસ અગ્નિ સળગાવે ત્યારે જ રહી શકે છે. એથી અંધારી રાત્રે એવા સ્થળમાં ઉતરવાનું મૂર્ખતાભર્યું સાહસ શા માટે કરવું ? બીજા પણ કેટલાક

ભાઇઓની એવી સલાહ મળી એટલે કેવડીરોડ ઉતરી પડવાનું નક્કી કર્યું.

બીલીમોરાથી કાળા આંબા સુધીનો પ્રદેશ એકંદરે ખુબ સુંદર ગણાય. ચીખલીથી મેદાન લગભગ બંધ થઇ ડુંગરાળ જમીન શરૂ થાય છે. આજુબાજુ વૃક્ષોની ઘટા ને થોડા ભાગમાં જંગલ આવે છે. દૂર વાંસદા ને ધરમપુર સ્ટેટના ડુંગરાઓ આછા જાંબલી, આછા ભુરા નજરે પડે છે. દરેક પળે પ્રાકૃતિક સૌંદર્ય વધતું જાય છે.

મહારાજ મેર બેઠા ને ચારે બાજુ ડુંગરની જંગલથી ઘેરાયેલા કેવડીરોડ સ્ટેશન અમે ઉતરી પડયા. નીચે ઉતરતાં જ એક પારસી સદ્‌ગૃહસ્થે પ્રશ્ન કર્યો: કયાં જવું છે? અમે કહ્યું રાત્રિ અહીં ગાળી આગળ જવું છે. "તો સામે જ આપણો માંડવો છે. ચાલો ઉતારો ત્યાં રાખો." માંડવો એટલે ઘર પણ જંગલનાં ઝુંપડાં કરતાં સારી જાતનાં. અમને પણ એવા ઉતારાની જરૂર હતી એટલે તેમનો ઉપકાર માન્યો. સરસામાન ઉતારીને પેટદેવની પૂજા કેમ કરવી તેની વેતરણ કરવા લાગ્યા ત્યાં એ ભાઇએ જણાવ્યું કે તમે મારા મ્હેમાન છો એટલે બીજો કાંઈ વિચાર કરશો જ નહિ. તમારે શું શું વસ્તુઓ જોઇશે તે જણાવો. આગ્રહ અત્યંત હતો એટલે તેને વશ થયા. ખીચડી ને ચટણી બનાવવાનો કાર્યક્રમ ઘડયો ને તેને પાર ઉતાર્યો. કહેવાની જરૂર છે કે એની મીઠાશ અનેરી આવી! પછી મોડી રાત સુધી તેમની સાથે એ પ્રદેશની વાતો કરતા બેઠા.

આ સદ્‌ગૃહસ્થનું નામ બહેરામશા છે. તેઓ અહીંના

મોટા ખાતેદાર ને ગામના મુખી છે. કોઇ પણ પ્રવાસી ભાગ્યે એમનો અતિથિ થયા સિવાય જતો હશે. પહેલાં તેઓની સ્થિતિ ઘણી સારી હતી. કારણ કે ખેતીની પેદાશ સારી થતી. ઇમારતી લાકડામાંથી પણ સારૂં મળતું અને અંગ્રેજ તથા ગાયકવાડ રાજ્યની હદ સાચવવા બદલ એક બીજાની સરહદમાંથી પસાર થતા લાકડા પર કર મળતો. પણ રેલ્વે આવવાથી દિવસે દિવસે ઇમારતી લાકડાં કાપવાનું ખુબ વધ્યું એટલે મજુરી મોંઘી થઇ ને ખેતીનું પોષણ ન થવા લાગ્યું. ઈમારતી લાકડામાં પણ ખુબ હરિફાઇ થવાથી ઓછું મળતર થયું ને સરહદ સાચવવાની હવે રહી નહતી એટલે કર મળતો તે પણ બંધ થયો. "ગાડી આવવાથી અમે પાયમાલ થયા છીએ" એવા ઉદ્‌ગારો તેમણે અનેક વખત કાઢ્યા. અને કોણ કહશે કે તે ખરા નથી? હિંદમાં પાકતું કોડો મણ અનાજ ને કાચો માલ એ ગાડીઓ થોડાં વારમાં બંદરો પર ઠલવી દે છે. ત્યાંથી તે પરદેશ જાય છે અને જેઓ ઉત્પન્ન કરે છે તેઓને ભુખે મરવાનો વખત આવે છે.

આ ભાઈઓ જેવા બીજા ઘણા ભાઇઓ આ ભાગમાં ને ડાંગના દૂર દૂરના ભાગમાં વસેલા છે. પારસી ભાઇઓ હિંદના કિનારે ઉતર્યા ત્યારથી કદાચ આ ભાગમાં ફેલાયા હશે. મુખ્યત્વે તેઓ ખેતી કરનારને લાકડાનો કોન્ટ્રેકટ રાખનાર હોય છે. ગમે તેટલા દૂર જંગલમાં વસ્યા છે છતાં તેઓ પોતાનો મૂળ પોશાક પહેરે છે. સાહસભર્યું ને પરિશ્રમી જીવન જીવતાં આ ભાઇઓને જોઈ શહેરના પારસીભાઇઓ યાદ આવે છે. પશ્ચિમનું જે આંધળું અનુકરણ તેઓમાં દાખલ થયું છે તેને માટે ખેદ થાય છે. આ ભાઇઓના

હૃદય ખુબ પ્રેમાળ અને આતિથ્ય સત્કારથી ભરપુર છે. હંમેશાં કાળીપરજમાં રહેવાથી જ્યારે જ્યારે કોઈ શહેરના માણસો મળે છે ત્યારે ખુબ આનંદ પામે છે.

જુના સમયમાં સાધુસંતો અહીંથી થોડે દૂર આવેલા વાંસદાપર થઇને સુરગાણા જતા ત્યાંથી નાશિકની યાત્રા કરતા. અમે અહીં થઇને સુરગાણાપર ને ત્યાંથી નાશિક જવાનો વિચાર કર્યો.

સ્ટેશનનું નામ કેવડીરોડ છે પણ ગામનું નામ સરા છે. કાળીપરજથી વસેલા આ ભાગમાં થોડા વેપારીઓ પણ આવીને વસેલા છે.

બહેરામશાભાઈ સાથે વાતો કરતાં મોડી રાત થઇ હતી પણ નોંધપોથી લખી સુવું એવો નિશ્ચય હોવાથી નોંધપોથી લખી પછી બીજા દિવસને માટે તાજગી તથા શક્તિ મેળવવા નિદ્રાના ખોળામાં લપાઈ ગયા.



: ૨ :

## બીજો દિવસ : ડાંગનાં જંગલોની સરહદ પર

નિદ્રાની મીઠી સમાધિ તૂટી ત્યારે હજી ચારે બાજુ અંધકાર હતો. પ્રગાઢ શાંતિના સાગરમાં બેઠો હોઉં એવું એ સમયે ભાન થયું. જાણે જન્મ જન્માંતરોથી જેની ઝંખના કરતો હતો, તે વચનાતીત શાંતિ જ હોયના ! પથારીમાં બેઠા બેઠા થોડી વાર આંખ મીંચી એ શાંતિનું પાન કર્યું. એવામાં જંગલી કુકડો બોલ્યો. પછી તો કોયલનો ટહૂકાર ને બીજા પક્ષીઓના ગાન પણ શરૂ થયાં.

ધીમે ધીમે સાથીઓ જાગૃત થઈ ગયા. શૌચાદિથી પરવારી એકઠા થયા. નિત્યનિયમ મુજબ પ્રાર્થના કરી બે મિનિટ ધ્યાન ધર્યું. પ્રાર્થના પૂરી થતાં ઝપોઝપ સામાન ખભે બાંધી હાથમાં લાઠી લઈ સહુ તૈયાર થયા. બ્હેરામશા ભાઈએ અમારૂં જે સ્વાગત કર્યું હતું તે બદલ ઉપકાર માન્યો અને નક્કી કરેલા માર્ગે પ્રયાણ કર્યું. ગામ મૂકતાં જ સરહદ પરના ડાંગનાં જંગલોની શરૂઆત થઈ.

પ્રાચીન સમયમાં યમુનાથી ગોદાવરી સુધીનો ભાગ ભયંકર અરણ્યવાળો હતો. તે ભાગને દંડકારણ્ય કહેતા. હાલના ડાંગનાં જંગલો તેનો અવશેષ છે. આ ભાગમાં રાક્ષસો રહેતા હતા. તેઓ શરીરે મજબુત, કાળા રંગના

તથા ક્રૂર સ્વભાવના અને કપટી હતા. આ રાક્ષસોમાં સૌથી ભયંકર દુર્ગુણ એ હતો કે તેઓ નરમાંસનું ભક્ષણ કરતા. વળી પરસ્ત્રી તથા પુત્રીઓને જબરજસ્તીથી ઉપાડી જતા ને તેમની સાથે લગ્ન કરતા. બળાત્કારે કરેલા લગ્નનું નામ રાક્ષસ વિવાહ આજ લગી પ્રચલિત છે. આવા ઘોર જંગલમાં પણ ઋષિમુનિઓએ આશ્રમ સ્થાપ્યા હતા ને દક્ષિણ કે જ્યાં હજી સુધી કેવળ અનાર્યો ને રાક્ષસોનો જ નિવાસ હતો ત્યાં આર્ય સંસ્કૃતિ ફેલાવવાનાં સ્વપ્નો સેવતા હતા. એ સહુમાં શ્રેષ્ઠ મહર્ષિ અગસ્ત્ય હતા. શ્રી રામચંદ્રજી, લક્ષ્મણ તથા સીતા સાથે ગંગા ઉતરીને ચાલતાં ચાલતાં એમના આશ્રમે આવ્યા હતા, ને રસ્તામાં વરાધ નામનો રાક્ષસ અંતરાય કરતાં તેમના હાથે હણાયો હતો. વળી રસ્તામાં પડેલા હાડકાંઓના સમુહને જોતાં તેમણે તપાસ કરી હતી ત્યારે જવાબ મળ્યો હતો કે—

जानत हु का पुछहु स्वामी । समदर्शी तुम अंतर्यामी ॥
निशिचर निकर सकल मुनि खाए ॥ (તુલસીરામાયણ) અરણ્યકાંડ–

આજે ડાંગ નામે ઓળખાતો પ્રદેશ ૫૨ માઇલ લંબાઇમાં ને ૨૮ માઇલ પહોળાઇમાં કુલ ૯૯૯ ચો. માઇલની જગા રોકે છે. ચારે બાજુ પર્વતમાળાથી તે ઘેરાયેલો છે ને તેના જંગલો અત્યંત નિબિડ છે. તેની ઉંચાઇ કેટલાક સ્થળે ૪૭૫૮ ફીટ જેટલી છે. અંબિકા, પૂર્ણા, કાવેરી વગેરે નદીઓનું તે ઉદ્દગમસ્થાન છે. જંગલની પેદાશ ખુબ સારી છે. કેટલાક ભાગમાં નાગલી જેવા હલકા ધાન્યો પાકે છે. હમણાં હમણાં ચોખા વગેરે દાખલ કરવાના

પ્રયત્નો થયા છે. પણ બધો ભાગ તદ્દન અભણ ને જંગલી છે એટલે સુધારાને પહોંચતાં ઘણો વખત લાગશે આ જંગલોમાં જંગલી જનાવરો પુષ્કળ છે. દિવસે પણ તેઓ ગમે ત્યાં ફર્યા કરે છે. આખો દિવસ તમરાં અને મચ્છરોનો ગુણગુણ અવાજ એ પ્રદેશની ભયાનકતામાં ઉમેરો કરે છે. ભીલો પણ ઝુંપડાની આસપાસ અગ્નિ સળગાવે તો જ રહી શકે છે. પાણી ચાર ચાર કે પાંચ પાંચ માઇલના અંતરે મળે છે અને તે પણ વનસ્પતિના કોહવાટવાળું. આ ભાગમાં વરસાદનું પ્રમાણ સરેરાશ ૧૦૦ ઈંચ છે અને તેથી જુનની ૧૫ મીથી ફેબ્રુઆરિની ૧૫ મી સુધી મેલેરીઆનો ભારે ત્રાસ રહે છે. ત્યાંના વતની સિવાય કોઈ પણ બહારનો માણસ એ વખતે સાજો ન રહી શકે.

આ જંગલોમાં નાના મોટા બધા મળીને ૧૪ ભીલ રાજાઓ છે. પણ તે રાજા નામના જ છે. સામાન્ય માણસની માફક તેઓ પણ કામ કરે છે. ફક્ત રાજાપણું તેમના ઘર આગળ થઇને જતાં જણાય છે. ગમે તેવો અમલદાર હોય પણ એમના ઘર આગળથી ઘોડે બેસીને પસાર ન થઈ શકે. એ ચૌદમાં ચારની અટક રાજા છે બાકીનાની પ્રધાન, નાયક ને પૌંવાર છે.

તેઓ પહેલાં બહુ જ રંજાડી હતા. ગમે ત્યારે જંગલોમાંથી બહાર નીકળી પડતા ને રસ્તા પરથી પસાર થતાં મનુષ્યોને લૂંટીને મારી નાંખતા. ૧૮૧૮ માં ખાનદેશ જ્યારે અંગ્રેજોના હાથમાં આવ્યો ત્યારે આ ભીલોનો ત્રાસ અસહ્ય હતો. એથી તેમને જેર કરવા એક લશ્કર આ

જંગલોમાં મોકલવામાં આવ્યું પણ ત્રણ માસને અંતે કાંઈ પણ કર્યા સિવાય તે પાછું ફર્યું. તેમાંના અર્ધા મેલેરીઆ ને મરડાથી માર્યા ગયા. ત્યાર બાદ જનરલ આઉટ્રામે એ કામ હાથ ધર્યું. પહેલાં તો તેણે નવ ભીલોને ખુબ મીઠાઈ વગેરે ખવરાવીને પોતાના સાથી બનાવ્યા અને તેમને લઈ જંગલમાં વાઘનો શિકાર કરવો શરૂ કર્યો. એ નવ ભીલોમાંથી વધારતાં વધારતાં તેણે ૬૦૦ ભીલોની એક વ્યવસ્થિત ટુકડી કરી ને તેનાથી જ તેમના બંધુઓને જેર કર્યા. સાંભળવા પ્રમાણે આ વખતે ઘણાને પકડી પકડીને ઝાડની ડાળે ખીલા ઠોકીને મારી નાંખવામાં આવ્યા અને ધોળીપરજનો તેમના પર સખત ત્રાસ બેસાડવામાં આવ્યો. આજે તો આ લોકો ધોળીપરજથી બહુ બીએ છે. જો કે છેક અંદરના ભાગમાં તો તેઓ હજી પણ મૂળ અવસ્થામાં છે. આ વખતે ગરણીના રાજાને બધામાં મુખ્ય નીમવામાં આવ્યો ને લડાઈ સમયે બધાયે મદદ કરવી એવું ઠરાવવામાં આવ્યું. વાસ્તવિક સહુએ સ્વતંત્ર જ છે.

આજે એ જંગલો પર કાબુ રાખવા ફક્ત સાત કોન્સ્ટેબલો તેની મધ્યમાં આવેલા આહવા નામના ગામમાં રાખવામાં આવ્યા છે જ્યાં દાક્તર તથા બીજા જંગલ ખાતાના ઓફીસરો પણ રહે છે. ધીમે ધીમે ગાડામારગ બનાવવાના પ્રયત્નો થાય છે.

આ જંગલોમાં રાઈફલ વિના ડગલું પણ મુકવું સલામત નથી. અમારી પાસે રાઈફલ હતી નહિ એટલે તેની મધ્યમાં થઈને જવાને બદલે તેની સરહદ પર થઈને

જતા હતા. ભય તો અહીં પણ છે પરંતુ ભય્ય કરતાં ઓછો. જંગલો મુખ્યત્વે કાંટાવાળા વૃક્ષોથી ભરપૂર હતા. વચ્ચે વચ્ચે સાગ, સાદડ, ખેર, આંબળાં વગેરેના પણ પુષ્કળ વૃક્ષો આવતાં હતાં. રસ્તો ઉંચોનીચો, પથરાવાળો ને લાલ ધૂળથી ભરેલો હતો. થોડું ચાલતાં જ ખબર પડી કે સુખડીની ડોલ સહુને સતાવી રહી હતી. બીજા બોજાની તો શરીરના જુદા જુદા ભાગ પર બુદ્ધિ-પૂર્વક ગોઠવણ થઈ હતી એટલે વજન લાગતું નહિ. ધોતીયું માથે બાંધ્યું હતું, પહેરણ કમરે વિંટાળ્યું હતું, કાંબળ ખભે નાખી હતી, ટુવાલ તેની અંદર સંકેલ્યો હતો. અને તે વારે વારે ઉતરી ન જાય માટ કચ્છથી કમરપટો બનાવ્યો હતો. સીધાની કોથળીઓ ઘડીકમાં હાથમાં તો ઘડીકમાં ખભા પર તો ઘડીકમાં માથે ને ઘડીકમાં લાકીના છેડે ફેરવાતી હતી. પણ અર્ધામણનું આ બારદાન લેનારને થોડીવારમાં થકવી નાખતું હતું એટલે તેને એ લાઠીની વચ્ચે બાંધી ઉંચકવાની વ્યવસ્થા કરી. હવે ચાલવામાં સુગમતા પડી.

સાડા આઠના સુમારે બાંભલા નામના ગામ આગળ આવ્યા. ગંદકીનું સામ્રાજ્ય અહીં પ્રવર્તી રહ્યું હતું. કૂવાની આસપાસ જ ઉકરડો હતો. પણ તેના થાળા સિવાય થોડી વાર આરામ લેવા માટે બીજું સારૂં સ્થળ હતું નહિ એટલે ત્યાં આરામ લેવા બેઠા. એક દુકાનેથી ગરમાગરમ ચણા ને ગોળનું અહીં પેટને ભાડું આપી દીધું. એથી સારા નાસ્તાની ભાગ્યે જ કોઇએ કલ્પના કરી હતી. અહીંથી આગળ જતાં સહુની ગતિ ધીમી થવા લાગી. જેમ જેમ તાપ ચડતો

ગયો તેમ તેમ ચાલવું મુશ્કેલ પડયું. ચણા–ગોળના નાસ્તાએ તાપ અને શરીરશ્રમ સાથે સહકાર કરી સખત તરસ લગાડી. ૩ વોટર બેગ સાથે હતી પણ એટલા પાણીનો શું હિસાબ! વળી થોડું પાણી અનામત રાખવું જ જોઇએ. એથી સહુ પાણીનો જાપ જપવા લાગ્યા. બે માઇલ ચાલ્યા પછી એક ખડકની ખાડમાં પાણી દેખાયું. રંગે કેસરવર્ણું ને વાસમાં કડક હોવાથી તેનો પ્રવેશ મુખમાં થવો મુશ્કેલ હતો. પણ સુકી જીભને ભીની કર્યા સિવાય આગળ જવાય તેમ ન હતું એટલે તેનું આચમન કર્યું. આચમન કરતાં જ ખબર પડી કે એ પાણીને ભેંસોએ પોતાની કુટેવ પ્રમાણે ખરાબ કર્યું હતું!

દસ વાગતાં તો તાપ અસહ્ય થઈ પડયો. તેમાં કેટલાકને બુટે દગો દીધો હતો, કેટલાકને ચંપલ રીસાઇ હતી, કેટલાક પહેલેથી જ ઉઘાડે પગે ચાલતા હતા એટલે બરાડીપાડા ગામ આવતાં ત્યાં જ મુકામ કર્યો. ગામ એટલે એક માંડવો. તે સિવાય દૂર દૂર ભીલના થોડાં ઝુંપડાં. એ માંડવાની પરસાળમાં સામાન ઉતાર્યો કે તરતજ શેતરંજીઓ પથરાઇ ને ઘણાખરા આડા થયા. પાસે જ એક બે ઈમારતી લાકડાનાં ગાડાં છુટેલાં હતાં. એ મુસાફરો હાંલ્લામાં કાંઇક પેજ જેવું બનાવીને ઉદરપૂર્તિ કરતા હતા. હવે અમે પણ ઉદરપૂર્તિનો વિચાર કર્યો. પણ માંડવામાં દારૂ, તાડી ને મીઠા સિવાય કાંઇ મલતું ન હતું. અમારી પાસે જો કે ચાર દિવસ ચાલે તેટલું સીધું હતું પણ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તે અનામત રાખવા વિચાર હતો એટલે ભાથા પર નજર દોડાવી. ઉંઘ ને સ્નાનથી સહુએ શ્રમને દૂર કર્યો હતો એટલે ચક્રાકાર વ્યૂહ રચી

સુખડી પર હલ્લો શરૂ કર્યો. સુખડી તરીકે અમારી મંડળીમાં ભાગ્યેજ એને કોઇ સંબોધતું. કારણકે તેના સ્વરૂપ પરથી પાઉડર નામ પાડયું હતું.લીલાં મરચાંએ શાક અથાણાની ગરજ સારી. અહા ! આવે સ્થળે બધા સાથે બેસી જમતાં કેટલી મજા આવે છે !

આ કૂવે એક કુંકણી સ્ત્રી પાણી ભરવા આવી હતી જેને કેમેરામાં પકડી પાડી. કદાવર ને રૂષ્ટપુષ્ટ શરીર, ફક્ત કમ્મરેજ કપડું, ગળામાં રૂપા તથા પત્થરનાં ઘરેણાં. અમારી મંડળીને જોઇ તે વિસ્મય પામતી હતી.

સવાત્રણ વાગતાં આગળ ચાલવાનું શરૂ કર્યું. બપોર પછીનો પ્રવાસ એટલે થાક બહુ લાગ્યો. બોજો કાંઈ ઓછો થાય તો ઠીક પડે પણ જાતેજ તે ઉપાડવાનો નિર્ણય હોવાથી શું થાય ?

બરાડી પાડાથી પાંચ માઇલ ચાલીને પંગાણીઆ આવતાં પાંચ વાગ્યા. રસ્તાપર જ નાનાભાઈ પારસીનો માંડવો છે ત્યાં મુકામ કર્યો. અહીં અમને સારી સગવડ મળી.

આ ભાગમાં કાળી પરજનીજ વસ્તી છે. તેમનામાં ચોધરા, ઢોડીઆ, નાયકા, દુબળા, કુંકણા, વારલી અને ભીલ એવી અનુક્રમે ઉતરતી જાતો છે. ચોધરાથી કુંકણા સુધીની જાતિ ઠીક છે. તેમના નામો સોમલો, મંગળીઓ, કાંઇક અક્ષજ્ઞાન સૂચવે છે. પણ તેથી ઉતરતી જાતિ તો તદ્દન જંગલી છે. તેમનાં પુરુષનાં નામ આ રહ્યાં:-ભાવડુ, અપદીયા, જીવલુ, પાંગળીઆ, વાગેરા, લાછીઆ, મંગુ, જાનીઆ, દઇજી, ઇટોલ, ધાકલ, કાસુ, ઇકા, કાકડીઆ,

રાતણુ, આવજી, ફગીઓ, ઓરીયા, વેસ્તો, ગાગરીયા, બાસરીયા, શીવલીઆ, આવલુ, ધવલતીયા, રંગુ, વીંછું વગેરે. તેમની સ્ત્રીઓનાં નામ પૂછતાં તેઓને ભારે શંકા થતી કે આ લોકો સ્ત્રીઓના નામ કેમ પુછતા હશે? એક કાંઇક સુધરેલા ભીલ આગળ ખુબ મહેનત કરી ત્યારે થોડાં નામો મળ્યાઃ— ઐજુ, દૈજુ, જીમની, વાયજી ફોલકો વગેરે.

આ લોકોનો રંગ કાળો છે. શરીરનો બાંધો મધ્યમ પણ શરીરે ખુબ દુબળા છે. પુરુષ કરતાં સ્ત્રીઓ કાંઇક ઠીક છે. કદાચ દારૂ તાડીના ખુબ સેવનથી અને સારા ખોરાકના અભાવે આમ બનતું હશે.

પોશાકમાં પુરુષો લંગોટી વાળે છે ને મળે તો કકડો માથે બાંધે છે. સ્ત્રીઓ એક વસ્ત્ર પહેરી એક વસ્ત્રથી ઉર ભાગ ઢાંકે છે. પણ અહીં ને ડાંગની અંદરના ભાગમાં તો આગળ કહ્યું તેમ ફક્ત એબજ ઢાંકે છે.

જેવી તેવી ખેતીને કુકડા તથા શિકાર પર આ લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. ખોરાકમાં મુખ્ય પેજ છે. પેજ એટલે ખુબ પાણીમાં થોડા ચોખા ઉકાળી તેમાં બંટી વગેરેનો આટો નાખવો. આ લોકો દારૂને તાડીનો બેહદ ઉપયોગ કરે છે. મુસાફરી કરતા હોયને તરસ લાગે તોયે તાડી. બેઠા હોય તો પણ તાડી. લગ્ન પ્રસંગે પણ તાડી. મરણ ક્રિયામાં પણ તાડી. તાડી–દારૂ વિના ડગલું પણ ન ચાલે. આખા દિવસની મજુરી તેઓ તાડી–દારૂ પીવામાં જ વાપરે છે.

લગ્ન કરવા જ જોઇએ એવો આગ્રહ આ લોકમાં નથી. કોઈ મરદને કોઈ કન્યા પસંદ આવતાં પેન દે છે.

થોડા માણસો મળે અને દારૂની ઉજાણી કરે એને પેન દીધી કહેવાય છે. પેન દીધા પછી લગ્નની રકમ નક્કી કરવામાં આવે છે જે મરદે આપવાની હોય છે. પેન દીધા પછી ત્રીજા કે ચોથા દિવસે કન્યાને મરદ તેડી લાવે છે ત્યારથી વિવાહિત જીવન શરૂ થાય છે. જો સ્થિતિ સારી હોય તો ઠરાવેલી રકમ આપીને લગ્ન કરે છે પણ લગ્ન કરી શકે એવી સ્થિતિ બહુ થોડાની હોય છે. જો લગ્ન પછી અણબનાવ થાય તો છુટાછેડા કરી શકાય છે. લગ્નની જે રકમ ભરી હોય તેને દેજ કહે છે. એ દેજ આપીને બીજો કોઈ પણ માણસ એ સ્ત્રીને લઈ જઈ શકે છે. દેજની ભારેમાં ભારે રકમ રૂા. ૪૦ જેટલી છે.

ઢોડીઆ—નાયકામાં કન્યા પરણવા જાય છે. બાકીનામાં મરદ પરણવા જાય છે. પરણવા જાય ત્યાં તાડી, દારૂની તથા માંસની ઉજાણી ને એક બે દિવસ સુધી નાચ ચાલે છે.

મરણક્રિયામાં આ લોકો મડદાંને કપડું વિંટાળીને લાકડે બાંધી દૂર લઈ જાય છે. ત્યાં મડદાને દાટે છે. પછી સમય મળે એની પાછળ રૂા–૧ થી ૧॥ કે ૨ રૂપીઆ સુધીનો દારૂ વાપરે છે.

મુખ્ય તહેવારોમાં સિમગા, (હોળી), દિવાળી, અખાત્રી પોળા, (દિવાસો) પિતરાં (નવું ધાન્ય ખાવાનો દિવસ) વગેરે છે. તહેવારની ઉજવણીમાં એક લંગોટી, એક સારૂં માથે બાંધવાનું તથા એકાદ બાંડીઓ કબજો પહેરે છે ને દિવસભર નાચ કરે છે.

ધર્મ જેવી વસ્તુ તો આ લોકોમાં પ્રાયઃ નથી જ એમ કહી શકાય. મેલડી વગેરે મેલા દેવોની માનતા કરવી, કામ પૂરૂં થતાં તેને કોઈ શિકાર ધરવો એ એમના મનથી ધર્મ છે.

અહીં અમને વિચાર થયો કે આજ કુંકણાનો નાચ જોઈએ એટલે તેના માટે માંડવામાં કામ કરતા બે ગૂજરાતી ભાઈઓ સાથે મસલત કરી. તેમણે કહ્યું: બે રૂપીઆ આપો તો તેઓ નાચ કરવા કબુલ થશે. અમે તેમાં કરકસર કરીને દોઢ ઠરાવ્યો; રાતના નાચનું નક્કી થયું.

આંબાની ઘટા નીચે દાળભાત રાંધી જમ્યા.

લગભગ આઠના સુમારે તેમનું એક ટોળું ઢોલ તથા ઘુઘરા સાથે આવી પહોંચ્યું. તેઓ ઢોલને માદળ કહે છે ને ઢોલીને માદળી કહે છે. માદળીએ પાછળના ભાગમાં ચીન એટલે કેડથી જમીન સુધી એક લટકતું કપડું બાંધેલું હતું. ખભે ત્રાંસી ઘુઘરમાળ લટકાવી શરૂઆતમાં તેણે ગોળગોળ ફરવા માંડયું ને બીજા હારબંધ ઉભા રહ્યા. મારી પાસે એક કાંઈક ગૂજરાતી જાણનાર ભીલને બેસાડયો ને તે મને બધું સમજાવવા લાગ્યો. પહેલાં ગીતોની શરૂઆત થઈ. તેમાંના એક બે નમૂના અહીં આપું છું.

### ફૂલનું ગીત

ફૂલ જાય ફૂલે તળાવ, યલ મઝ ગેલ પાની ભરેરે;<br>
ફૂલ જાય કનચે દેવાલે, ફૂલ જાય ભવાની માયલા (૨)<br>
,, ,, ફૂલ જાય ગાવત્રી માયલા (૨)<br>
,, ,, ફૂલ જાય કનસરી માયલા (૨)

આ ગીત ગાવાની ઢબ ને શબ્દના ઉચ્ચાર કરવાની રીત એવી હતી કે ભાગ્યે જ આપણને એક પણ શબ્દ સમજાય. તેમણે શિકારનું ગીત ઉપાડયું:—

ભીમ બળીયા વરતો ઉઠેલે
ભીમ બળીયા હિંડુ લગેલે
તેણી ધરલા કરાંચા વનહે
તે ઇતિના મારિયા મોરહે
તેણી ધરલા દભાર્યો વનહે......

પછી બીજાં પણ ગીત ગાયાં. તેના વિષય બેન, સાસરૂં વગેરે હતા. કુંકણાઓ એટલે પહાડી કણબી. તેઓ ભીલ કરતાં ઠીક ગણાય. આ ગીતો પછી ભવાઇની શરૂઆત થઈ. તેમાં મોચી, કોન્ટ્રાકટર, શિકારી વગેરેના ઓરંગ ( વેશ ) હતા. આ બધા ઓરંગોમાં હાસ્યરસ ઠીક હતો. હાસ્ય જમાવતાં તેઓ થોડી બિભત્સતા કરવાની પણ ચૂકતા નહિ. આ બધામાંથી "વાહન સિલાચે ચમરાચે વોય વોય વોય" ( ચંપલ સીવડાવી ચામડાની ! વાહ ! વાહ ! વાહ ! ) એ શબ્દો બધાને ખુબ પ્રિય થઈ પડયા.

માનવજાતિ પોતાની ભાવના ચિત્રકળા, શિલ્પ, સંગીત, નાટ્ય વગેરે અનેક જાતની કળાઓ વડે પ્રદર્શિત કરે છે. એ કળા પરથી તેમનો વિકાસ કલ્પી શકાય. આ લોકો સહેજસાજ સુધારા ઉપર હોઈ તેમની ભવાઇમાં કેટલી આશા રાખી શકાય ! પણ એમના હૃદય તો એમાં ખુબ રસ અનુભવતાં હતાં. અને જેમાં જેને રસ તેજ તેનું શ્રેષ્ઠ. જો આ માણસોમાં કેળવણી વગેરેનો પ્રચાર થાય તો કેટલો બધો ઉપકાર થાય !

મોડી રાત થઈ હતી એટલે સહુ નિદ્રાના ખોળામાં લપાવા લાગ્યા. ચોરી વગેરેનો ભય હતો નહિ એટલે ધસ-ઘસાટ ઉંઘવાનું કોણ ચૂકે ?



: ૩ :

## ત્રીજે દિવસ :
### ફુંકણાઓની વચમાં

"ઉઠ, ઉઠ, અને બધાને જાગ્રત કર. નહિતર કાલ જેવો તાપ સહન કરવો પડશે." જંગલી કૂકડો જાણે પોતાની વાણીમાં કહેવા લાગ્યો. "શાબાશ દોસ્ત! તારો ઉપકાર થયો" એમ જાગતાં જાગતાં મેં તેનો જવાબ વાળ્યો. નિરંતર ડોકમાં રહેતી સીટી સકુકુકુ કરતી ગાજી ઉઠી. સાથીઓ વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ પથારીમાં બેઠા થઈ ગયા. થોડીવારમાં નિત્યકર્મથી પરવારી કૂચને માટે તૈયાર થયા. અહીં એક ભાઈના બુટ ગુમ થયેલા જણાયા. થોડી શોધ કરી પણ પત્તો ન લાગ્યો. વધારે વખત ગાળવો પાલવે તેમ ન હતો એટલે ચાલવાનો હુકમ આપ્યો. પ્રવાસમાં સાથે લીધેલી નાનામાં નાની વસ્તુ ખોવાય તેની મને ભારે ચીડ હતી કારણ કે તેથી નહિ ધારેલી મુશ્કેલી આવી પડે. પણ અહીં બીજું બને તેમ ન હતું એટલે એની વધારે મીમાંસા જ ન કરી. થોડું અંતર કાપતાં બારી આવી. બારી એટલે બે ડુંગરા વચ્ચેનો માર્ગ. સામાન્ય રીતે ત્યાં જંગલી પશુનો ભય હોય છે પણ તે ભયને ઠોકરે મારી અમે કલ્પનામાં વિહાર કરતાં ચાલવા લાગ્યા.

અરે ! આ સ્થળ તો પ્રકૃતિસુંદરીનો સ્વયંવર છે. જુઓ, આ બંને બાજુના વાંસના જંગલોથી છવાયેલ ડુંગરો મંડપની બે મનોહર દિવાલો છે. ઉપર નીલ આકાશ છે તે મંડપની છત છે. આ વિહગગણ મધુર રાગે આ મંગળ પ્રસંગનાં ગીત ગાય છે. આ પ્રાતઃવાયુ પણ સુરભિભરી શીતળતાથી મ્હેમાનોનું સ્વાગત કરે છે. હમણાં આકાશમાં રંગબેરંગી વાદળાંરૂપી સાથીઆ પૂરાશે. તેના પર પગલાં દેતી પ્રકૃતિની પ્રિય સખી ઉષા વધામણી દેશે. પછી પ્રકૃતિ પોતાનું ભવ્ય, વિરાટ્, રમ્ય સ્વરૂપ પ્રદર્શિત કરતી મંડપમાં પધારશે.

બોલો, એ કોને પોતાનું હૃદય સોંપશે ?

ધીમે ધીમે ચઢાવ આવ્યો. બંને બાજુ કરમદાની ઘટાઓ આવવા લાગી અને બરાબર આબુ પરના ટ્રાવર-ટાલના રસ્તાનું સ્મરણ કરાવવા લાગી. એક ડુંગરીને મથાળે આવતાં સહ્યાદ્રિના ઘાટનાં દર્શન થયાં. રસ્તો નિર્ભય હોવાથી છુટા ચાલવાની રજા હતી. વળી બને તેટલી ઝડપથી ચાલવાનું હોવાથી સહુ ગતિ પ્રમાણે છુટા થઈ ગયા હતા. રસ્તામાં છુટાંછવાયાં ભીલોનાં ઝુંપડાં નજરે પડતાં હતાં. કોઈ કોઈ ભીલ સ્ત્રી પુરુષો પણ નજરે પડતા હતા.

સવાર હોવા છતાં પગે ચાલવાથી તરસ લાગતી હતી એટલે એક ખડકમાં પાણી આવ્યું ત્યાં સહુ થોભ્યા. ગઈ કાલની જ એ પુનરાવૃત્તિ હતી એથી જોઇને જ સંતોષ પામ્યા. પાસે રાખેલી વૉટરબેગમાંથી પાણી વાપર્યું.

અહીં નાસ્તો કરવા બેઠા ત્યાં ખડકની એક બખોલમાં મોટી કાંચળી નજરે પડી. લગભગ ૬। થી ૬॥ ફૂટ. એ કાંચળી પરથી આ પ્રદેશમાં ખુબ મોટા સાપ થતા હશે એવું અનુમાન થયું. આગળ ગયેલાઓને બતાવવા એ કાંચળી લઈ લીધી.

અહીંથી થોડુંક ચાલતાં ઢોળાવ શરૂ થયો ને પછી સખત ચઢાણ આવ્યું. એ ચઢાણ ચઢ્યા પછી એવો જ ઢોળાવ આવ્યો જે ઉતરતાં ઉમરઠાણા નજરે પડ્યું. ત્યાં દસના સુમારે ૧૧ માઇલનો પ્રવાસ કરી પહોંચી ગયા. આગળ ગયેલા સાથીઓ આંબાને મરવાવાળા જોઈ તેની પ્રશંસા કરતા હતા ને લાલચુ જીભને સંતોષવા તેમની મૂળ જગાએથી છુટા કરતા હતા. એવામાં બે ત્રણ ભીલ સ્ત્રીઓ આવી ને તેમને તેમ કરતા અટકાવ્યા. તેમને પણ એ પ્રવૃત્તિ બંધ કરવા જેવી લાગી એટલે હાથને વધારે શ્રમ ન આપતાં આરામ કરતા હતા. બધા ગયા પછી બે આંબા વચ્ચે એક નાનો માટીનો ઓટલો હતો તેના પર મુકામ કર્યો.

રસોઇનો કાર્યક્રમ એ આવા પ્રવાસમાં ખુબ ભાગ ભજવે છે. અમે તેની કાર્યવિભાગના ધોરણે વ્યવસ્થા કરી. કેટલાક ઈંધણા લઈ આવ્યા. કેટલાક પાણી ભરવા ગયા. એકે મરવા સમાર્યા. એક જણે ચૂલો સળગાવ્યો ને બે જણે ભાખરી માટે કણેક બાંધી. લગભગ દસશેર આટાની કણેક બાંધતાં ઠીકઠીક કસરત થઈ. એવામાં અમારી આસ-પાસ ત્યાંના લોકોનું ટોળું થવા લાગ્યું. શરૂઆતમાં સ્ત્રીઓ

ને છોકરાં આવ્યાં. પછી મોટા માણસો પણ આવવા લાગ્યા. અમે તેમની દરકાર ન કરતાં પાકશાસ્ત્રમાંજ મગ્ન રહ્યા.

તેઓની ભાષા સમજતા ન હતા એટલે તેઓ અંદર અંદર શું વાત કરે છે તે સમજાતું ન હતું. પણ તેમના હાવભાવ પરથી માલમ પડતું હતું કે અમને જોઇને તે રાજી ન્હોતા થયા. એવામાં મેં આગળ આવેલા સાથીઓને બતાવવા કાંચળી કાઢી. આ જોઈ તે ટોળાની ખાતરી થઈ કે આ જાદુગર લોક ગુજરાતમાંથી સાપ પકડવા આવ્યા છે. એવા તરફ તે સદ્દભાવ શી રીતે બતાવી શકાય ! ! ! વળી અમારા ખાખી પોશાક ને બ્યુગલ વગેરેએ તેમની માન્યતા કદાચ મજબુત કરી હશે. થોડીવારે એક જણ આગળ આવી કુંકણી ને ગુજરાતી ભાષાનું મિશ્રણ કરતાં બોલ્યો: તમે અહીં કેમ આવ્યા છો ? ગુજરાતમાં પ્લેગ ચાલે છે. ત્યાંથી આવનારને આગળ નહિ જવા દઇએ. એ વખતે વાંસદામાં પ્લેગ ચાલતો હતો. ગુજરાત તરીકે એ ભાગનોજ એમને ખ્યાલ હોય એ સહજ હતું. મેં કહ્યું: અમે વાંસદાથી નથી આવ્યા. કેવડીરોડથી આવીએ છીએ. "પણ વચ્ચે વાંસદાની હદ આવે છે," તેણે બુદ્ધિ બળ અજમાવ્યું. મેં કહ્યું: એટલે તમે શું કરવા ઇચ્છો છો ? તેણે કહ્યું: નાકેદાર આગળ ચાલો. એની રજા વિના અહીંથી નહિ જવાય. "ઘણી ખુશીથી ચાલો," એમ કહી મારી ગેરહાજરીમાં બીજી કાંઈ સતામણી ન કરે એવી ઉપનાયક ભાઈ રતિલાલ સંઘવીને સૂચના કરી નાકેદાર આગળ ચાલ્યો. એક કોરૂં પરબીડીયું ગજવામાં પડયું હતું તેમાં કાગળ મૂકી

બંધ કર્યું. પેલા ભીલે કાનાકુંસી કરી તેને આડું અવળું સમજાવ્યું. આથી નાકેદારે જણાવ્યું: " વાંસદામાં પ્લેગ ચાલે છે એટલે ત્યાંથી આવનારને આ સરહદમાં જવા દેવાનો હુકમ નથી." મને લાગ્યું કે કદાચ એ કહેવું સાચું હશે પણ અમે એ હદમાંથી આવ્યાજ ન હતા. નાકેદાર તદ્દન જડ ન હતો પણ પૈસાની લાલચે હરકત ઉભી કરશે એમ સ્પષ્ટ જણાયું. આથી તેની આગળ જુદીજ વાત ઉપાડી: " અમને તો ખુદ ( સુરગાણાના ) ઠાકોર સાહેબે બોલાવ્યા છે. આ રહ્યો તેમનો પત્ર. એમના હુકમથી જ આ સ્કાઉટની ટુકડી ત્યાં જઈ રહી છે. એને રોકવાની સઘળી જોખમદારી તમારે શીર છે. બોલો એ બાબતમાં તમારે શું જવાબ આપવો છે ? વળી " અમે એ હદમાંથી આવેલા પણ નથી. નાકેદારે આ સાંભળી આઘું પાછું બોલ્યા વિના સીધું જણાવ્યું કે અહીં વધારે વખત રોકાશો નહિ. જમીને આગળ ચાલ્યા જજો. "વારૂ" કહી હું પાછો ફર્યો.

ભાખરી તૈયાર થઈ હતી. એનો નિરંતર અભ્યાસ હોવાથી સરસ બની હતી. સ્વહસ્તે બની હતી એટલે બહુ સરસ લાગતી હતી. સાંજે જમવાનું ન હતું એથી એનો સારો ઉપાડ થયો. આવા ઉપાડ પછી સહેજે બે ત્રણ કલાકનો આરામ જોઇએ પણ એમાં અમે કંજુસાઇ કરી ફક્ત અડધો કલાક આરામ લીધો ને ચાલવાનું શરૂ કર્યું.

સાડા ત્રણનો સમય હતો એટલે તાપ સખત પડતો હતો. વળી ભાખરી ખાધેલી હોવાથી તરસ સખત લાગતી હતી. અગીઆર જણ વચ્ચે ત્રણ વૉટર બેગ એટલે એક એક ઘુંટડાની કિમ્મત થવા લાગી. જેને એક ઘુંટડો પણ

પાણી પીવાનું મલતું તે રાજીરાજી થઈ જતો. એમ ત્રણેક માઇલ ચાલ્યા પછી એક મીઠા પાણીનો ઝરો આવ્યો. પછી પૂછવુંજ શું ! સહુએ ઉંટનું પેટ કરી પાણી પીધું.

અહીંથી સુરગાણા જતા ત્રીશેક ભીલનો સંઘ મળ્યો. એકેક લંગોટી પહેરેલી ને માથે ચીંથરૂં વીંટેલું. માથે કાંઇક નાની પોટલીઓ ને તીરકામઠાં. કેટલાકે માથે માટલાં મૂકયાં હતાં. આ વખતે અરવલ્લીમાં જોયેલા ભીલો યાદ આવ્યા. કયાં તેમની કદાવર કાયા ને તીક્ષ્ણ આંખો ને કયાં આ ભીલોની દુકાળીઆથી પણ ચડે તેવી કાયા ને નિર્માલ્ય ચક્ષુઓ !

તાપ ઓછો થવા લાગ્યો હતો. બન્ને બાજુના વનવૃક્ષો પણ વીંઝણો કરી રહ્યાં હતાં. ચાલવામાં સુગમતા પડતી હતી. એવામાં જંગલમાં બળતો દવ દેખાયો. જાણે કવિસમ્રાટ્ કાળીદાસે આ દવ જોઇનેજ ઋતુસંહારમાં વર્ણન ન કર્યું હોય !

विकचनवकुसुमस्वच्छसिन्दूरभासा
प्रबलपवनवेगोद्भूतवेगेन तूर्णम् ।
तटविटपलताग्रालिंगनव्याकुलेन
दिशि दिशि परिदग्धा भूमयः पावकेन ॥

એ દવ જોતાં જોતાં સાંજ વખતે અંભાટા ગામ આવી પહોંચ્યા. રસ્તાપર એક પારસીભાઇનો માંડવો હતો. કહો કે દારૂ–તાડીનું પીઠું હતું. પાસેજ બે આંબાને ફરતો સુંદર ચોતરો હતો ત્યાં અમારો પડાવ થયો.

આખી રાત્રિ માટે પાણી સંઘરી રાખવા પારસીભાઇ પાસેથી ત્રાંબાની માટલી ને ઘડો લઈ થોડે દૂર આવેલા કૂવામાંથી પાણી ભરી લાવ્યા. પાણી બહુજ ઠંડુ ને શીતળ હતું. કેવડીરોડ છોડયા પછી અહીંજ સારૂં પાણી મળ્યું.

આજુબાજુ ગીચ જંગલ હતાં. ડાંગની સરહદ પરનું આ છેલ્લું ગામ હતું.

સવારની વધેલી ભાખરી ને ઠંડા જળથી ઉદરની સાયંપૂજા કરી મંજીરાના તાલ આપતાં ભજન લલકારવા માંડયાં. પેલા ભીલો સારી રીતે દારૂ–તાડી વાપરી થોડે દૂર જઈ બકતા બકતા સૂવા લાગ્યા.

પારસીભાઈ દારૂનું વેચાણ બંધ થયું એટલે પાસે આવીને બેઠા. તેમને અમારી વાતચીતથી આનંદ થયો ને થોડો દારૂ પીવાનો આગ્રહ કર્યો. અમે કહ્યું: દારૂ અમે નથી પીતા. તો તાડી વાપરો, એમાં તો વાંધો નથી ને ? એણે મ્હેમાનગત કરવાના ઈરાદાથી પૂછયું, અમે તેની પણ ના પાડી ને તેના ગેરફાયદા સમજાવ્યા. ત્યારે તેણે કહ્યું: જો તમે તાડી નહિ વાપરો તો માંદા પડશો. અહીં તો જે તાડી ન પીવે તેને પાણી લાગે ! " એમ થવું હોય તો ભલે થાય પણ અમારાથી એવું કોઇ કાળે નજ બને " એમ કહીને એ વાત બંધ પાડી.

આ ભાઈ પારસી પુરુષને કુંકણી સ્ત્રીથી થયેલા. એટલે નહિ શુદ્ધ પારસી કે નહિ શુદ્ધ કુંકણા. તેમનો રંગ ધોળો પણ મુખની આકૃતિ કુંકણા જેવી; હોઠ જાડા, આંખ નીચેનાં હાડકાં ખુબ ઉપસેલાં. તેમના જેવા આ વિભાગમાં લગભગ ૨૦૦ કુટુંબ હશે.

દિવસભરના સખત તાપ પછી જગતપર જ્યારે ચાંદની રેલાય છે ત્યારે તે કેટલી બધી પ્રિય લાગે છે ? આવી ચાંદ-નીમાં થોડા સાથીઓ સાથે હું ફરવા નીકળ્યો. શાન્ત જંગલની વૃક્ષશાખાઓ પવન સાથે નાચી રહી હતી. પાંદ-

ડાંઓ તેમાં યોગ્ય તાલ આપી રહ્યાં હતાં. થોડું ચાલતાંજ બે પીધેલા ભીલ સામા મળ્યા. તે કંઇ કંઇ બબડતા હતા. "સુ......અ...ર...ગા...આ...આ...ણુ વાત. ઝા...ઝાડે એ...એ લટકાવીશું.

અમે તેમના સામું નહિ જોતાં પ્રકૃતિનિરીક્ષણના આનંદમાં મહાલવા લાગ્યા. થોડીવાર એમ જંગલના કિનારે ફરીને મુકામ પર આવ્યા. પેલા દારૂડીઆ કાંઈ તોફાન તો નહિ કરે એવો વિચાર થતાં તેમના મુકામ પાસે જઈ તપાસ કરી પણ ત્યાં તો પોઢોજ પડી હતી.

: ૪ :

## ચોથો દિવસ : સુરગાણા થઈ સહ્યાદ્રિના ઘાટ ઉપર

હવે ડાંગ છોડી રહ્યા છીએ એવું આજુબાજુની લીલીછમ ઘટાઓ કહી રહી હતી. સહુ છુટા છવાયા ચાલતા હતા. નિયમિત રીતે પાછળ રહેનાર ગાર્ડ તરીકે ઓળખાતા, જ્યારે નિયમિત રીતે આગળ ચાલનાર એન્જીન ગણાતા. પણ નાયકની સીટીના કરેલા સંકેત મુજબ સહુને વર્તવાનું હતું. શરૂઆતમાં રસ્તો ઉંચાનીચા ડુંગરોમાં થઈને જતો હતો. એક ભાઇ ટુંકો રસ્તો લેવા પગદંડીએ ચડયા પણ થોડી વારમાંજ તેમને ખબર પડી કે હું આડા માર્ગે જઈ રહ્યો છું. તેમણે મૂળરસ્તે આવવાનો પ્રયાસ કર્યો પણ જ્યાં ચારે બાજુ એક સરખાં ઝાડ હોય ત્યાં એમ સરળતાથી શી રીતે પાછા અવાય ! થોડીવાર અમે રાહ જોઇ પણ તેમને માર્ગે નીકળેલા જોયા નહિ એટલે બ્યુગલ બજાવ્યું. બ્યુગલના અવાજે તેઓ અમને મળી શકયા.

પ્રદેશ રમણીય હતો વળી ઠંડી પણ ઠીક હતી. એટલે ચાલવું મુશ્કેલી ભર્યું ન લાગ્યું. થોડી વારે એક પાણીનો ઝરો આવતાં પ્રિય પાઉડરની પૂર્ણાહૂતિ કરી. ભૂખ મટી અને વજન ઓછું થયું એટલે બેવડો લાભ થયો. આંબા તથા બીજા વૃક્ષોની લીલીછમ ઘટાઓની શીતળ છાયામાં ચાલતાં

સાડાઆઠના સુમારે જેનો બે દિવસથી જાપ જપી રહ્યા હતા તે સુરગાણા ગામમાં આવી પહોંચ્યા.

ગામમાં પ્રવેશ કરતાં જ "કોણ છો ? ક્યાંથી આવો છો ? ક્યાં જાઓ છો ?" વગેરે પ્રશ્નોનો એક સામટો વરસાદ વરસ્યો. અમે બધાને જવાબ આપવાનું અનુચિત ધારી ક્યાં મુકામ કરી શકાશે તેજ તપાસ કરી. હનુમાનજીનું મંદિર ઠીક પડશે એમ એક જણે કહ્યું એટલે તે મંદિર આગળ આવ્યા. ૬ ફીટ લાંબા પહોળા એક ચોરાપર હનુમાનજીની મૂર્તિ હતી. ઉતારાને માટે આ જગા લાયક છે કે બીનલાયક છે એવો વિચાર કરવાનો માંડી વાળી ત્યાંજ સામાન ઉતાર્યો.

સુરગાણા લગભગ સો ઘરનું ગામ છે. પણ આ પ્રદેશમાં તે મોટું ગણાય છે. તેના ઘરો ઈંટચુનાનાં છે જે રસ્તાની બંને બાજુ હારબંધ ઉભાં છે. કેટલાક છાપરાં ઉપર ઘાસ ઉગાડેલું છે એથી આગનો ભય વધારે રહે છે. બજારમાં જોઈતી બધી ચીજો મળે છે. વેપારીઓ મુખ્યત્વે મારવાડી છે. પોસ્ટઑફીસ, નિશાળ અને સ્ટેટની રાજધાનીનું શહેર હોવાથી ત્યાં કચેરી પણ છે. ગામમાં એક બીજું હનુમાનજીનું મંદિર છે જે મોટું અને સારૂં છે. થોડો વખત થયાં પાણીના નળ નંખાયા છે. તેનાથી સવાર ને સાંજ ગામલોકોને પાણી મળે છે.

આ રાજ્ય ડુંગરાઓમાં જ પથરાયું છે. ૩૬૦ ચો. માઈલ જમીન તેના કબજામાં છે. તેના રાજા પ્રતાપરાવ ગોપાળરાવ દેશમુખ છે. રાજમહેલ ગામથી અર્ધો માઈલ છેટે સુંદર વૃક્ષઘટાઓ વચ્ચે બાંધેલો છે.

ભાષા મરાઠી છે. તોલ પાકો છે. પણ અનાજ, દાળીઆ, મગફળી વગેરે માપથી અપાય છે ને ઘી, તેલ, ગોળ, સાકર વગેરે તોલથી અપાય છે.

પાસેના વેપારી પાસેથી સીધુ ખરીદ્યું ને રાંધવાનાં વાસણ લીધાં. નળમાં પાણી આવતું નહિ એટલે દૂરથી ભરી લાવ્યા.

આજે શીરો ને ભજીયાં બનાવવાનાં હતાં. રસ્તા ઉપર જ ચૂલો ગોઠવીને રાંધવાનું હતું. અમે રસોઈ શરૂ કરી ને સિપાઈ આવ્યો. "आप कहांसे आते हो ?" તેણે જરા કડકાઈથી પ્રશ્ન કર્યો. મને થયું કે વળી આ લપ ક્યાંથી વળગી ! એટલે તપી જઇને " क्यों आपको इसका क्या काम है ?" એમ બેવડી કડકાઇથી સામો પ્રશ્ન પૂછ્યો. તેણે કહ્યું: गूजरातमें प्लेग चलता हैं। इधर उसको आनेका हुकम नहि है। मैं કહ્યું: हम इधर कहां आये हैं। नासिक जा रहे हैं। रस्ते में धूप लगा इस लीए ठहरे हैं। क्या इधर खाना बनाके खाय उसमें भी आपको हर्ज है। " मगर किसीको ठहर देनेका हुकम नहि है। आप जमादारकी पास चलीए। મેં કહ્યું " बहूत अच्छा "।

તેની સાથે જમાદાર પાસે ગયો. જમાદારને બધી હકીકત કહી. તેણે કહ્યું: સારૂં. આપ જમીને જજો, રાત રહેશો નહિ. રાત તો નહિંતર પણ અમારે ક્યાં રહેવી હતી ? અહીંથી નાસિક જવા માટે વણી સુધીની માહિતી મેળવી લીધી. ગામમાં બીજું કાંઈ જોવા લાયક હતું નહિ એટલે ત્રણ વાગ્યે સુરગાણાથી પ્રયાણ કર્યું. સુરગાણા છોડતાં

ગામની ભાગોળે દારૂ બનાવવાનું મોટું મથક જોઈ એક ઊંડો નિસાસો નાંખ્યો. આ પ્રદેશ દારૂની બુરી લતમાંથી ક્યારે છુટશે!

સૌંદર્યનું ધોરણ દરેક વ્યક્તિમાં જુદું જુદું હોય છે અને એથીજ એક પદાર્થ એક વ્યક્તિને સૌંદર્યપૂર્ણ ને બીજાને સૌંદર્યવિહીન લાગે છે! જ્યારે એક માણસ કોઇ અદ્‌ભૂત શિલ્પકામ, અજાયબ સ્થાપત્ય કે મનોહર ચિત્ર જોઇને આફરીન પોકારે છે ત્યારે બીજાને એમાં કાંઇજ જણાતું નથી! આ સૌંદર્યનું ધોરણ પણ માણસની દૃષ્ટિ સાથે બદલાતું જાય છે. અને એથીજ જે વસ્તુઓ વચ્ચે વર્ષો ગાળ્યાં હોય છે ને જેમાં કાંઇજ સૌંદર્ય નથી એવો ખ્યાલ બંધાઈ ગયો હોય છે, તે વસ્તુ-ઓમાંજ દૃષ્ટિનું પરિવર્તન થતાં અજબ સૌંદર્ય લાગવા માંડે છે. પૂર્ણ શુદ્ધિ થાય તો વિશ્વનો કયો પદાર્થ સૌંદર્યપૂર્ણ ન લાગે? આવા આવા વિચારોમાં ચિરાઇનો કઠણ ઘાટ ચઢતો હું સંધ્યાના સૌંદર્યનું પાન કરી રહ્યો હતો. આજુ-બાજુ આંબા ને કરમદાની વૃક્ષઘટાઓ મારા હૃદયમાં ચાલી રહેલા સંગીતમાં તાલ પૂરતી હતી. દૂર ચાર માઇલ પર આવેલું સુરગાણા ને તેની આજુબાજુની ઝાડી સુંદર દેખાતાં હતાં. જંગલમાંથી સ્થળે સ્થળે ધુમાડાના ગોટા નીકળતા હતા તે દવનું સૂચન કરતા હતા. હવે અમે બ્રિટિશ હદમાં આવી ગયા હતા.

ઘાટ ચડી રહ્યા કે જાણે વિસ્તીર્ણ મેદાન પર આવીને ઉભા છીએ એવો ખ્યાલ આવ્યો. રસ્તાથી થોડે દૂર ભીલનાં દશેક ગંદાં ઝુંપડાં હતાં જે મુલપાડા ગામ તરીકે ઓળખાતાં હતાં. આવા સ્થળે રાત્રિ ગાળવાનું કોઇને પસંદ ન પડયું

એટલે આગળના મુકામ રણટેકરી તરફ ચલાવ્યું. થોડું અંતર કાપતાં મેદાન પુરૂં થયું ને અમારી અજાયબી વચ્ચે ખીણુ શરૂ થઇ. દૂર સુધી પથરાએલું લાગતું મેદાન થોડી જ વારમાં પૂરૂં થાય એ અજાયબી તો ખરીજ ને ! ઘાટના ડુંગરો મથાળેથી તદ્દન સપાટ હોય છે એટલે ક્યાંથી ઢોળાવ શરૂ થશે તે ભાગ્યેજ પારખી શકાય છે.

ખીણુમાં ઝાડી શરૂ થઇ. બરાબર રજનીએ પણુ આજ સમયે પોતાની અંધારી ચાદર જગત પર ફેંકી. સઘળું અંધકારમાં ડૂબી ગયું. બિચારો રજનીપતિ આ દૃશ્ય જોઇ ન શક્યો એટલે પોતાની ધવલ જ્યોત્સના ફેલાવવાનો વિચાર કરવા લાગ્યો. પણુ આવી પ્રબળ પત્ની આગળ તેનું શું ચાલે ! તેને બિચારાને કાળાં વાદળાંની પાછળ જ છુપાઈ રહેવું પડયું. રજનીની આ ભયંકર રમતનો સામનો કરીને પણુ અમે આગળ વધવાનું ચાલુ જ રાખ્યું. હવે વનચર પશુઓ ભેટવાને આવશે એ વિચારે તેમના આદરસત્કારની પણુ તૈયારી કરી. છ કાકડા લાઠી પર બાંધી દીધા. બે લેમ્પ સળગાવી એક આગળ ને એક પાછળ રાખ્યું. કેરોસીનની એક બેગ હંમેશાં સાથેજ રાખતા. બધા હારબંધ ગોઠવાઈને પત્થરવાળી કેડી ઉતરવા લાગ્યા. એવામાં પગ રસ્તો ફંટાયો. બે ત્રણુ કેડીઓ પડી ગઈ. કયા માર્ગે જવું એ પ્રશ્ન ઉભો થયો. જો ધૂળવાળો માર્ગ હોત તો તેમાં પડેલી નિશાનીઓથી કાંઈ અનુમાન બાંધી શકાત પણુ આતો પહાડી રસ્તાની સપાટ કેડીઓ. તેમાંથી શી રીતે અનુમાન પર આવવું ! આખરે એમાંની એક કેડી પકડી ચાલવા મંડયા. પરંતુ થોડી વારે તેમાંથી બીજી કેડીઓ પણુ

ફંટાણી ને તેમાંથી પણ એક કેડી પકડી ચાલવા લાગ્યા. નીચે ગાઢ જંગલો સ્યામભૂત જેવાં ઉભાં હતાં. એટલામાં રસ્તાથી થોડે દૂર એક તાપણું દેખાયું, સહુ હરખાયા. ત્યાં રહેતા માણસો પાસેથી સાચો રસ્તો મલશે એમ આશા બંધાઈ. તરતજ બ્યુગલ બજાવ્યું કે જેથી માણસ ઝુંપડીમાંથી બહાર આવે. પણ કોઇ માણસ ઝુંપડીમાંથી બહાર આવ્યો નહિ. આખરે બે જણ ત્યાં ગયા ને જોયું તો ઝુંપડી ખાલી! વળી જેમ ચાલતા હતા તેમ ચાલવાનું શરૂ કર્યું. એ રસ્તે થોડું ગયા કે એક ધોરી માર્ગ આવી મળ્યો. કોઈ પણ નિશ્ચિત સ્થળે તે જશે એમ માની આખો સાથ રાજી થયો. લગભગ આઠના સુમારે પહાડી ગીતોનો અવાજ કાન પર આવવા લાગ્યો. સહુ બોલી ઉઠયા નક્કી એ રણટેકરી! ઢીલા થતા પગમાં હવે અનેરૂં ચેતન આવ્યું. ગીતનો અવાજ પણ જરા વધારે જોરથી કાનપર અથડાવા લાગ્યો. એ ગીતમાં જીવનનો પ્રબળ ઉલ્લાસ તરી આવતો હતો. તેના ઉંચા નીચા સૂર હૃદયમાં ગલગલીઆં કરી રહ્યા હતા. પણ એ અવાજ માઇલ ચાલ્યા તોયે પાસે તો ન જ આવ્યો. કેમ ભલા! એ તો ખીણના એક ગામડામાં ઉત્સવ ચાલી રહ્યો હતો. તેના દીવાઓએ એ વાતની શાખ પૂરી. ખીણમાં ઉતરીને ત્યાં જવાનું સૂચન થયું પણ એ સૂચન સ્વીકારવા જેવું ન લાગ્યું. જેમ ચાલતા હતા તેમ ફરી પણ ચાલવાનું જારી રાખ્યું. લગભગ નવના સુમારે રસ્તાપર જ એક બીજું ગામ દેખાયું; નામ પૂછતાં તે રણટેકરી નીકળ્યું! અહા તે સમયનો આનંદ! એક પહાડના ઢોળાવના મધ્યભાગમાં તે વસેલું હતું. તરસ ખુબ લાગી હતી એટલે ગામમાં પેસતાં જ કૂવાની તપાસ કરી. કૂવો ગામથી બે

ખેતરવા દૂર ધોરી માર્ગની બાજુએ આવેલો હતો. બધા ત્યાં ગયા ને રાતવાસો પણ ત્યાં જ કરવાનો વિચાર કર્યો.

મેદાનમાં શેત્રંજીઓ બીછાવી દીધી. ઉપર સામાન ગોઠવી દીધો. સહુની જગા નિશ્ચિત થઈ ગઈ. પણ પેટમાં કાંઈ પડે નહિ તો ઉંઘ આવે તેમ ન હતું એટલે ગામમાં નાસ્તા માટે તપાસ કરી. ત્યાં નાસ્તા યોગ્ય કાંઈ વસ્તુ મળી નહિ. એવામાં સુરગાણામાં નાસ્તો કરતાં વધેલા દાળીયા યાદ આવ્યા. કોણ જાણે ક્યારે પણ એ દાળીઆની પોટલીએ પાણી સાથે સહકાર કર્યો હતો ને નવીન રૂપ ધારણ કર્યું હતું. પણ એનો ઇતિહાસ તપાસવાની કોને ફુરસદ હતી ?

ગૉળે આ વખતે ઠીક કામ આપ્યું. લગભગ ૪ થી ૫ શેર ગૉળ તો અમે મુસાફરીમાં કાયમ સાથે રાખતા હતા ને ઘણી વખત નાસ્તામાં પણ એકલો તેનો જ ઉપયોગ કરતા હતા. એનાથી થાક ઉતરી જાય છે ને ચાલવાની શક્તિ સારી રહે છે એવો અમારો અનુભવ છે.

પડાવ ગાઢ શાંતિ ને એકાંતમાં ડૂબેલો હતો. એક બાજુ ઉન્નત મસ્તકે પહાડ ઉભો હતો. બીજી બાજુ મેદાન ઢળતું ઢળતું અંધારી ખીણ તરફ જતું હતું. નિશા પોતાનું સામ્રાજ્ય પૂર જોશથી સઘળા સ્થળે ચલાવી રહી હતી. નિશાનાથ ઉપરથી અમૃતનું સિંચન કરી રહ્યો હતો. પતિપત્નીના આવા ભિન્ન વર્તનથી ઘડીભર હસવું આવતું હતું. વનપશુઓનું રાત્રિ સમયનું આ વિહાર સ્થળ હશે

કે કેમ તે અમે જાણતા ન હતા એટલે પહેરો ગોઠવીનેજ સૂવાનો વિચાર કર્યો. બબ્બેની પાંચ ટુકડી નક્કી કરી. હું લગભગ આખી રાત જાગતો રહ્યો. દશ થી સવારના પાંચ સુધી એટલે સાત કલાક પહેરો ભરવાનો હતો.

પહેરાપરનો એક સાથી હાથમાં ધારીયું ને એક સાથી હાથમાં લાઠી લઈ થોડે દૂર ફરવા લાગ્યા. ગળામાં સીટી ને સમય જોવા ખીસ્સામાં ઘડીઆળ રાખ્યું. દૂરથી જંગલી જનાવરોના અવાજ કોઇ કોઈ વખત સંભળાતા હતા.

અહીં ગ્રીષ્મના ઉકળાટને બદલે શિયાળાની ઠંડીનો અનુભવ થઇ રહ્યો હતો. ટાઢથી સહુ થરથરતા હતા. એવામાં ત્રણ વાગ્યા પછી સુસવાટા બોલાવતો પવન શરૂ થયો. શેતરંજીઓ ઉડી ઉડીને શરીરને વળગવા લાગી. તેની નીચે ગોઠવેલી વસ્તુઓ ઉડવા મંડી. ગમે તેવા ઉંઘણસીની પણ ઉંઘ આવા વખતે ઉડયા વિના કેમ રહે ! સહુ જાગી ગયા, પોતપોતાની વસ્તુઓ સંભાળવા લાગ્યા અને મેદાન-માંથી મોટા પથરા લાવી શેત્રંજીના છેડા દબાવવા લાગ્યા. એક બાજુ આંખમાં ઉંઘ ને બીજી બાજુ આ તોફાન; પણ એ તોફાનને ન ગણકારતાં સહુએ ઉંઘવાનું જ પસંદ કર્યું. પવન પોતાનું કામ બજાવ્યે જ ગયો પણ ઠંડી આપ્યા સિવાય બીજી રીતે સતાવી શક્યો નહિ.

આખી રાત જાગતાં આ સ્થળની ભવ્ય શાંતિની જે અસર થઇ છે તે જીવનમાં કદી ભૂલાશે નહિ.



: ૫ :

## પાંચમો દિવસ :

સપ્તશૃંગના શિખરપર

ધાર્યા પ્રમાણે પ્રવાસનો કાર્યક્રમ પાર ઊતારવાને માટે નાયક અપ્રમત્ત જોઇએ. ગમે તેટલું ચાલીને તે થાકી ગયેલો હોય પણ પ્રાતઃકાળમાં તેણે વહેલા જાગ્રત થવું જ જોઈએ. પગરસ્તાનો પ્રવાસ જેટલો ઠંડા પહોરે થાય તેટલો વધારે આનંદદાયક નિવડે છે એટલે તેણે પોતાના સાથીઓને વહેલા જાગૃત કરવા જોઈએ. મેં આ નિયમ આખા પ્રવાસમાં અણિશુદ્ધ પાળ્યો હતો. સાથીઓ પણ એવા કેળવાઈ ગયા હતા કે સીટીનો અવાજ થતાં જ ભર ઉંઘમાંથી બેઠા થઈ જતા. એક મિનિટ પણ તેમાં કસુર થતી નહિ—ચાલતી નહિ.

એ પ્રમાણે હંમેશાં વ્હેલા જાગ્રત થયા બાદ આનંદ-મય મંગળમય પરમપુરુષની પ્રાર્થના કરતા. પછી પ્રવાસની નોંધ લેવા વિષે, જોવાની દૃષ્ટિ કેળવવા વિષે ને હજી શી શી ખામીઓ છે તે વિષે જરૂર લાગતાં બે શબ્દો કહેવાતા. દાતણ માટે નિયમિત વખત અપાતો ને નિયત સમયે બરાબર ચાલવાનો હુકમ અપાતો.

પ્રાતઃવાયુ પોતાની શીતળ લહરિઓથી અમારૂં મન જીતવાનો પ્રયત્ન કરતો હતો. આંબા ને કરમદાની ઘટાઓ

આંખને ઠારવાનો પ્રયત્ન કરતી હતી ને પોતાના ફળોનો ઉપભોગ કરવા લલચાવતી હતી. પણ બેવકૂફ પહાડી માર્ગ પોતાની તીણી કાંકરીઓ પગમાં પેસાડી બધી બાજી બગાડી નાખતો.

ભાથાનો સંગ્રહ આજે હતો નહિ એટલે રસ્તામાં આવતા જાણીતા ફળ ખાવાની છૂટ હતી. દોઢેક માઇલ પર એક ગામ આવ્યું. ત્યાં પેટપૂજાનો સામાન મળશે કે કેમ, તેની તપાસ કરી. દૂધ સિવાય કાંઈ મળે તેમ ન હતું. અને તે પણ સો તોલાથી વધારે નહિ; એટલા દૂધનો આ અગીઆર પ્રવાસીઓને શો હિસાબ ? પણ એટલું તો એટલું, એમ ધારી દૂધ લીધું ને સહુને વહેંચી આપ્યું.

આગળ ચાલતાં મેદાન શરૂ થયું. સૂકા ઘાસને લીધે તેનો રંગ સુવર્ણસમો મનોહર પીળો લાગતો હતો. ક્ષિતિજમાં સપ્તમાળાપર્વતની હારમાળા દેખાતી હતી. પણ આજનો માર્ગ કોઈ અક્ષયમાર્ગ જેવો જણાતો હતો. પાંચ કોશ પર આવેલું પીંપળી બે કોશ ચાલવા છતાં પણ પાંચ કોશજ નીકળ્યું. ચાલતાં લગભગ મધ્યાહ્ન થયો ત્યારે પીંપળીના પાધરમાં આવ્યા. અહીં એક ઝરાના કિનારે આવેલા આંબાવાડીયામાં બપોર ગાળ્યા.

આજના બપોરે એક રમુજી સંસ્મરણ આપ્યું છે, તે કેમ ભૂલાય !

ખીચડીનો કાર્યક્રમ પાર ઉતારવાને કેટલાક કામે વળગી ગયા હતા ત્યારે કેટલાક પ્રિય ઉંઘને ભેટતા હતા. જ્યાં સુધી સ્વેચ્છાથી થોડા માણસો કામ કરી લેવા તૈયાર

હોય, ત્યાં સુધી બીજાને આરામ આપવો એ નીતિ મેં પસંદ કરી હતી. પણ એમ ઉંઘનો ઉપભોગ કરવામાં મર્યાદા તો હોવી જ જોઇએને ! એક ભાઈ પાંચ મિનિટ પછી ઉઠવાનું વચન આપીને સૂતા પણ ઉંઘમાં પડયા. પછી વચન કોણ પાળે ? બીજા પણ ત્રણ જણ જરા આડા થયા. અમે ધાર્યું: લુખ્ખી શિખામણ કામની નહિ એટલે કાંઇક પ્રયોગ કરીએ. ખીચડી ને મરવાનું અથાણું તૈયાર થયું ત્યારે જેટલા જાગતા હતા તેટલા ખાવા બેસે એમ ઠરાવ્યું. બે ત્રણ જણ ચૂલા તરફ મોં રાખી કામ પતાવવા લાગ્યા. બાકીના આંબાના થડ પાસે રહી ખીચડી પર હાથ મારવા લાગ્યા. ઉંઘણુસીપાર્ટીમાં પણ આનો સંદેશો પહોંચ્યો એટલે બે જણ જાગી ગયા. ચૂપાચૂપ તેમને અમારી સાથે મળી જવા કહ્યું. બાકી બે જણ ઉંઘની હરિફાઈ કરવા લાગ્યા. એક તો જાગે જ નહિ ને બીજો થોડી થોડી વારે પડખાં ફેરવી ચૂલા સામું જોયા કરે. પણ તપેલી ચૂલા ઉપર જોઈ હજી ખીચડી તૈયાર થાય છે એમ સમજી ઉંઘવાનું ચાલુ રાખે. એમને ક્યાં ખબર હતી કે એ તપેલી તો એમને છેતરવા માટે જ ચડાવવામાં આવી હતી ! બધા ખાઈ રહ્યા એવામાં પડખાં ફેરવનાર ઉઠયા. તરત જ તેમને પાણી ભરવાનું કામ સોંપ્યું. પાણી ભરી લાવ્યા કે ઉંઘતા ભાઈની પૂરી પરીક્ષા કરવા કેમ્પને ઉપડવાની આજ્ઞા આપી. સહુ સામાન લઈ ચાલવા લાગ્યા. ત્રણેક ખેતરવા દૂર એક વરખડાના ઝાડ નીચે મુકામ કર્યો.

એક ભાઇને શું બનાવ બને છે તે જોવા ત્યાં જઈ આંબાની ઘટામાં બેસવાનું સોંપ્યું. પણ અહા ! શું મીઠી

ઉંઘ ! પાંચ મીનીટને બદલે ત્રીસ–પાંત્રીસ પાંચ મિનિટ ચાલી ગઈ પણ એતો નિદ્રાનું સેવન જ કરી રહ્યા હતા. આખરે તેમની ઉપર ડાળીમાં છુપાઈ બેઠેલા ભાઇએ નાની નાની ડાળીઓ તોડીને ફેંકવાનું શરૂ કર્યું, ને છતાંયે તેમની ઉંઘમાં વિક્ષેપ ન થયો. આખરે એક મોટી ડાંખળીએ તેમને ઉંઘમાંથી જગાડયા. ઊઠીને ચારે બાજુ નજર નાખે તો તેમને શંકા પડી કે પોતે જાગે છે કે સ્વપ્નામાં છે ! કોઈ નથી ? કેમ્પ કયાં ગયો વગેરે વિચારમાં થોડીવાર તો આડું અવળું જોયા કર્યું. પછી પીંપળીથી આગળના ગામ જવા રસ્તો પકડયો. દરેકને પોતાની પાસે રાખવા પૈસા આપેલા તે મુજબ એમની પાસે પણ પૈસા હતા. અમે વરખડા પર બેસી તેમની સ્વારી આવતી જોઈ એટલે કેમેરા-મેનને સાવધ કર્યો. નજીક આવતાં તેમનો સ્નેપ લેવાયો. ને પછી તો હસવાનું કોણ ખાળી શકે ! અહીં તે બન્ને ભાઇઓને જમાડયા.

ત્રણેકના સુમારે આગળ ચાલ્યા. બે કલાકમાં લગભગ સાત માઇલનું અંતર કાપી સપ્તશૃંગની તળેટીમાં આવીને ઊભા. રસ્તો એકંદરે સારો હતો. એટલા અંતરમાં ૪ ગામ ને બે ત્રણ પાણીના ઝરા આવ્યા હતા.

સપ્તશૃંગ પર ચઢતાં પવનના સપાટા શરૂ થયા. એક ભાઈની હેટ એનો ભોગ થઇ પડી. એક માઇલની ચઢાઈમાં અર્ધું અંતર કાપ્યા પછી એકદમ છાતી સરસો ખડક આવ્યો. તેમાં દોઢ દોઢ ને બબ્બે ફૂટનાં પગથીયાં કોરેલાં હતાં. ખડકની તદ્દન કિનાર પરથીજ આખો માર્ગ જતો હોવાથી ચડનારની છાતી ધડકતી હતી. જ્યારે અમે આ:

ચડાવ પૂરો કર્યો ત્યારે સૂર્યનારાયણ ઘેર જવાની તૈયારી કરવા લાગ્યા. એ પ્રસંગનો દેખાવ ખુબ અસરકારક હતો. ઉપર આવતાં એક પત્થરનો બાંધેલો કુંડ છે તેનું પાણી ઘણુંજ સ્વચ્છ ને રોચક છે. સારી રીતે તેનું પાન કરી આગળ ચાલ્યા.

કઠણને છાતી સરસા ઉભેલા ખડકને મથાળે આંબા ને કરમદાની ઘટાથી છવાએલું બે માઇલનું સુંદર મેદાન હશે એની ભાગ્યે જ કોઇને કલ્પના પણ આવે. ચંદ્રિકાની સુભગ જ્યોત્સ્નામાં દોઢેક માઇલ ચાલતાં ગામ આવ્યું. ત્યાં ધર્મશાળામાં મુકામ કર્યો. હવે જંગલી પ્રદેશમાં ન હતા તે ત્યાંનું વાતાવરણ ભારપૂર્વક કહેતું હતું. સઘળું સીધું-સામાન અહીં મળતું હોવાથી નિરાંતે રસોઈ કરીને જમ્યા. પાસેના ઘરોમાં એકતારાપર ભજન ગવાતા હતાં. તે બહુ મધુર લાગ્યાં, પણ તેનો આસ્વાદ કરતાં નિદ્રાનો આસ્વાદ બહુ મીઠો લાગવાથી તેના ખોળામાં લપાઈ ગયા. રાત્રે પવનના સખત સપાટા શરૂ થયા. પાવાગઢમાં પવનના જે સુસવાટા થોડા સમય પહેલાં અનુભવ્યા હતા, તેના કરતાં આ સુસવાટા ઘણા વધારે હતા. ધર્મશાળાનાં પતરાં ક્યારે ઉડી જશે તેનીજ સહુ કલ્પના કરતા હતા.



# : ૬ :

## છઠ્ઠો દિવસ : સપ્તશ્રૃંગથી આઇનખેડ

સપ્તશ્રૃંગ એ સપ્તમાળા પહાડનું સહુથી ઉંચું શિખર છે. તેની ઉંચાઇ ૪૪૬૫ ફૂટ છે. તેના પર સપ્તશ્રૃંગી દેવીનું મંદિર છે. કોંકણ, મહારાષ્ટ્ર, વરાડ ને ખાનદેશમાંથી હજારો યાત્રાળુ અહીં આવે છે ને મહાકાળી, મહાસરસ્વતી ને જગદંબા ત્રણેના એક સ્વરૂપભૂત ગણાતી આ દેવીની યાત્રા કરી પોતાને ધન્ય માને છે. નાશિકથી સપ્તશ્રૃંગની તળેટી સુધી પાકી સડક છે ને મોટર સર્વીસ ચાલુ છે એટલે જનાર આવનારને સગવડ છે. ચૈત્રી પુનમના મેળાપર લગભગ અહીં ૨૫૦૦૦ માણસની મેદની થાય છે. સ્થળ ખરેખર ઘણુંજ રમણીય છે. ઉનાળામાં પણ ઠંડી સારા પ્રમાણમાં હોય છે; પીવાનું પાણી ઉત્તમ છે. પવનનું જોર તો બધો વખત અહીં રહ્યાજ કરે છે.

અમારે સાંજ સુધી અહીં થોભવાનુ હતું એટલે ધીમે ધીમે સહુ નિત્યકર્મથી પરવાર્યા. આઠના સુમારે ઉપર ચડવાની શરૂઆત કરી. પત્થરના બાંધેલા ૨૭૫ પગથીયાં ચઢતાં સપ્તશ્રૃંગીદેવીના મંદિરે આવ્યા. અઢાર ભુજાળી ને સાત હાથ ઉંચી તેની મૂર્તિનાં દર્શન કર્યાં. અમે કોઈ દેવીભક્ત કે દેવદેવીની ખાસ શ્રદ્ધાવાળા ન હતા પણ તેની હકીકત

જાણવા સપ્તશ્રૃંગી દેવીના મહાત્મ્યની તપાસ કરી. પણ એવું કાંઈ મહાત્મ્ય મળી શકયું નહિ. મંદિરની બાંધણી સાદી ને મજબૂત છે. અહીંથી સપ્તમાળા ને સહ્યાદ્રિના પર્વતોનું રમણીય દૃશ્ય નજરે પડે છે. થોડીવાર બેસી એ દૃશ્યો ધ્યાનપૂર્વક જોયાં. ગોરે અમારી સારી સંભાળ લીધી હતી ને બધી સગવડ કરી આપી હતી એટલે એક રૂપીઓ દક્ષિણામાં આપી નીચે આવ્યા. આજે સમય હતો એટલે કપડાં ધોવાનો કાર્યક્રમ ઘડયો. પાસે જ એક બાંધેલું નાનું સરખું તળાવ હતું, ત્યાં ગયા. પાણી પીવાને માટે એ લાયક નથી પણ ધોવાને માટે સારૂં છે; કપડાં ધોઈ સારી રીતે સ્નાન કરી આજુબાજુના પ્રદેશમાં ફર્યા. મધ્યાહ્ન થતાં મુકામ પર આવી બપોરના આરામ કર્યો.

ચાર વાગતાં આ સુંદર સ્થળને છોડી નીચે ઉતરવા લાગ્યા. ઉંચાં ઉંચાં પગથીયાં ઉતરતાં પગના સાંધામાં આંચકા આવવા લાગ્યા, પણ એથીએ વધારે આંચકા પ્રકૃતિના આ લાડીલા બાળને છોડતાં હૃદયને આવ્યા.

ઝરો તો બહુ નાનો હતો પણ પાણી બહુ મીઠું હતું. તેનું ગાન ધીમા સ્વરે થતું હતું, પણ અત્યંત ચિત્તાકર્ષક હતું; તેના કિનારે ઉગેલી નીલમશી લીલી ઘટાઓ નાની હતી છતાં મનોહર હતી. આજુબાજુ વનપુષ્પો સ્મિત કરતાં ટોળે મળ્યાં હતાં, ત્યારે પેલા રખડતારામ ભમરાઓ ચારે બાજુ ભમતા હતા. નાનાવિધ પતંગીઆં એ પુષ્પોનો પરિમલ લેવા દોડાદોડ કરતા હતા, તો અમે એ સ્થળનું સૌંદર્યપાન કરવા ધીમે ધીમે ચાલતા હતા. કોણે કલ્પના કરી હતી કે વણી જતાં આવો સુંદર સંગાથ મળશે!

સપ્તશૃંગની તળેટીથી વણી ૩ માઇલ છેટું છે. ગામમાં લગભગ બધી જાતનાં સાધન છે. નિશાળ, પોસ્ટ ઑફીસ, ધર્મશાળા ઇત્યાદિ. થોડા ગુજરાતી વ્હેપારીઓનાં ઘર પણ છે. એક જગદંબાનું મોટું મંદિર ને તેની આગળ બાંધેલા પત્થરના વિશાળ કુંડ જોવા લાયક છે; અમારા જેવા શ્રાંત મુસાફરોને તો જરૂર તે આરામ લેવા બોલાવે; પણ અમને અહીં આરામ કર્યે ક્યાં પાલવે તેમ હતું ? અમે તો થોડીવાર જ તેની મજા ચાખી ચાલી નીકળ્યા; નાશિક હજી ચારેક માઇલ દૂર હતું.

મગફળી તથા ગોળની બજારમાંથી ખરીદી કરી રાતના સાડાસાતના સુમારે આગળ ચાલ્યા. રસ્તો પાકી સડકનો હતો ને એક ઝરાને સાથે લઇને ચાલતો હતો. બાજુમાં આવેલાં હરિયાળાં ખેતરો ને ઝુંપડાં રમણીય પ્રદેશની શાખ પૂરતાં હતાં. દિવસભરના તપેલા પ્રાણીઓને શીતળતા આપવાને નિશાનાથ ચાંદનીનો સમુદ્ર ઉછાળી રહ્યો હતો. એ સમુદ્રમાં તરતાં તરતાં અમે સાત માઇલનો પંથ કાપી આઉિનખેડ ગામની ભાગોળે નીકળ્યા. ત્યાં ઉભેલી બારણાવિનાની ધર્મશાળાએ અમને રોકી રાખ્યા ને પોતાનો લાભ લેવા આગ્રહ કર્યો ! પ્રેમભર્યો આગ્રહ પાછો કેમ ઠેલાય !

જ્યારે એક ધર્મશાળા પોતાના ઉદાર હૃદયથી અમારું સ્વાગત કરી રહી હતી ત્યારે બીજી બાજુ ક્ષુધા અમને ખુબ સતાવી રહી હતી. પણ પરોપકારી મગફળી ને ગોળ અમારી વ્હારે ધાયા અને એ સતામણીમાંથી મુક્ત કર્યા.

આજે આખા દિવસમાં પ્રવાસ તો તેર માઇલિનોજ થયો હતો પણ સમશ્રૃંગે પગના સાંધા ઢીલા કર્યા હતા; એટલે સહુ શેત્રંજીઓ પાથરી લાંબા થવા લાગ્યા. થોડે દૂર ઝુંપડાઓમાં સુંદર ભજનોની ધૂન જામી હતી. અહા ! દિવસભરના કામથી શ્રાન્ત થયેલા ખેડૂત કેવા પવિત્ર વાતાવરણમાંથી પોતાનો આનંદ મેળવતા હતા !

એ રામ, કૃષ્ણ, બુદ્ધ અને પ્રભુ મહાવીર આજે પણ અનેક સંતના ભજનકીર્તનોમાં ઉતરી લોકજીવનમાં પોતાનો સંદેશો આપી રહ્યા છે! એ નરસિંહ–મીરાં! સંત તુકારામ ને કબીર ! એ તુલસીદાસજી ! આનંદઘનજી ને ચિદાનંદજી ! તમારા જેવાએ ભજનકીર્તનને સ્તવનનો જે મહાવારસો આ આર્યભૂમિને આપ્યો છે, તેની કિમ્મત કોણ આંકી શકે તેમ છે ? એ ભજનો અમારા પતિત જીવનને પાવન કરે છે ! અમારી ભૂલી ગયેલી માણસાઇને પાછી લાવે છે, અને એ ભજનોનો પ્રચાર કરવાને ઠાકરથાળી જેવી યોજનાઓએ કેટલું બધું કર્યું છે ! ક્યાં એક બાજુ પશ્ચિમના લોકોની દારૂ તથા નાચથી જીવન ઉલ્લાસ માણવાની રીતિ ! ક્યાં એક બાજુ આ હરિસ્મરણથી પાવન થવાની રીતિ ! બે સંસ્કૃતિઓ વચ્ચે કેટલું અંતર છે !

આવા આવા વિચારો કરતાં ઉંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એવામાં ચાંચડની એક જબરી ફોજે મને ચેતવ્યો: અરે મૂરખ ! જ્યાં હરિસ્મરણ થતું હોય ત્યાં ઉંઘાય ખરૂં ?

: ૭ :

## સાતમો દિવસ : આણંદખેડથી નાશિક

આજે જરૂર નાશિક પહોંચીશું એવી ઉત્કંઠામાં વ્હેલા ઉઠી નિત્યનિયમ પ્રમાણે તૈયાર થયા. રસ્તો ખુબ સુંદર હતો. મરવાથી લચી પડતા આંબા ને હરિયાળી વાડીઓ આંખ તથા મોઢાને પ્રસન્ન કરતી હતી. નવ વાગ્યા સુધીમાં સાત માઇલ ચાલીને તળેગાંવ આવી પહોંચ્યા. બે ભાઇઓ હજી પાછળ હતા એટલે તેમની રાહ જોતાં એક આંબાવાડીઆમાં બેઠા. લગભગ એક કલાકના અંતરે એ બંને આવ્યા. સાથે બેસી સહુએ નાસ્તો કર્યો ને આગળ ચાલ્યા. આ એક કલાક મોડું કર્યાની સખત શિક્ષા આગળ જતાં સહુને થઈ. રસ્તો સવાર કરતાં તદ્દન જુદી જ જાતનો આવ્યો. નહિ રસ્તામાં કાંઈ ઝાડપાન કે નહિ કાંઈ શોભા. એક વેરાન ટેકરી પરથી તે પસાર થતો હતો. અમારામાં ઘણા ઉઘાડા પગે ચાલનારા હતા, તે દોડી દોડીને ઉભા રહેવા લાગ્યા. પોતાનો ટુવાલ કે કપડું પાથરી તેના પર પગ મૂકવા લાગ્યા. કેટલાક પગે ટુવાલ વીંટાળી તાપમાંથી બચવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ એ તાપમાંથી કોઈ મુક્ત ન જ રહી શક્યું. તરસ પણ સખત લાગી હતી. થોડું જ પાણી વૉટરબેગમાં રહ્યું હતું તે પણ ખલાસ થયું.

હજી નાશિક પાંચ માઈલ દૂર હતું. આ હાલતમાં શી રીતે પહોંચાય ! રસ્તો ધીમે ધીમે ચઢાવનો આવ્યો. ત્યાં એક ઝાડનાં દર્શન થયાં. થોડીવાર તેની નીચે ઉભા રહી પગ તથા માથાને કાંઈ શાંતિ આપવા પ્રયત્ન કર્યો. પણ નિરાશા !

દૂર માઇલો સુધી પથરાએલી ઝાડી ને તેમાં ભાત પાડી રહેલું નાશિક ખુબ સુંદર દૃશ્યની રચના કરતાં હતાં, પણ એને જોવાની તક જ ક્યાં હતી ! અરધા માઇલ પછી રસ્તો ઝાડીમાં જાય છે એમ અહીંથી સ્પષ્ટ જણાતું હતું, પણ એટલુંયે કેમ ચાલવું તે વિચાર મુંઝવવા લાગ્યો. ગમે તેમ હોય પણ ત્યાં પહોંચ્યા સિવાય કોઇ ઉપાય જ નથી એમ લાગતાં આગળ વધ્યા. કોઇએ 'દોડ' શરૂ કરી. કોઇએ જલ્દી કૂચ કરી. બરાબર શેકાઇને લોથ-પોથ થતાં એક વડ નીચે આવી પહોંચ્યા. કેટલાક મુસાફરો અહીં ગાડાં છોડી બપોર ગાળતા હતા. તેમની પાસેથી પાણીની તપાસ કરી. પાસે જ મીઠા પાણીનો ઝરો હતો તેના ઠંડા જળે અમૃતપાનની ગરજ સારી. તેની ઉંડાઈ ચારથી પાંચ ફૂટ હતી એટલે સહુને ન્હાવાની ખુબ મઝા પડી.

અત્યારે ચારે બાજુ લૂ વહી રહી હતી. કેટલાક ભાગમાં મૃગજળનો દેખાવ થઈ રહ્યો હતો. આવા તાપમાં આ વૃક્ષો મુસાફરોની કેવી સેવા બજાવે છે, તેના વિચારો આવ્યા. જો આવા તાપમાં મુસાફરોને વૃક્ષનો આશ્રય ન મળે તો ઘડીમાં તેના પ્રાણ નીકળી જાય. અનેકના જીવ બચાવનાર આ વૃક્ષોની આપણે કેટલી કિમ્મત આંકીએ છીએ !

નમતો પહોર થયા સિવાય અહીંથી ચલાય તેમ હતું નહિ, એટલે રાંધવાનો વિચાર કર્યો. પણ ચૂલો કેવી રીતે બનાવવો તે પ્રશ્ન ખડો થયો. જમીન ખોદી ખાડો પાડવા પ્રયત્ન કર્યો પણ જમીન ખુબ પોચી એટલે ઉપર વાસણ રહે તેવો ખાડો જ ન બને! ઈંટો અહીં લાવવી ક્યાંથી? અને પથરા લાવવાનું તાપમાં રખડીએ તો જ બને. હવે તાપમાં ફરવું સલામત હતું નહિ. એટલે લાકડીની ઘોડી બનાવી તેના પર ડોલ લટકાવી નીચે તાપ કર્યો. ભાત, મગની દાળ અને ઓસામણ તૈયાર કર્યાં. બધી જાતના મશાલા ને વાસણો અમે પ્રવાસ દરમ્યાન સાથે જ રાખ્યાં હતાં એટલે ગમે ત્યાં રસોઈ બનાવી શકતા હતા.

કેટલાક આજે એવા થાકી ગયા હતા કે તેમને ખાવાની રુચિ જ રહી ન હતી. તેમને ઉંઘનું સેવન કરવા દઈ અમે આહારનું સેવન કર્યું. અહીંથી થોડે દૂર એક ટેકરી દેખાતી હતી ને તેના મથાળે કાંઈક મંદિર જેવું જણાતું હતું. તેની માહિતી મેળવવા મુસાફરો સાથે વાતે વળગ્યા. તેઓ આ પ્રદેશના જ હોય એમ એમના પોશાક પરથી અનુમાન થતું હતું. તેમણે જણાવ્યું કે ત્યાં 'લેના' (ગુફા] છે. તેમાં દિગમ્બર લોકની મૂર્તિ છે. હમણાં પૈસા ખરચીને મંદિર બનાવ્યું છે. નાશિકની આસપાસ એવા કોઈ જૈન તીર્થ હોવાની અમને મુદ્દલે ખબર ન હતી, એટલે ત્યાં જઈને ખાતરી કરવા વિચાર કર્યો.

એક ભાઈ સિવાય સહુ ત્યાં જવા તૈયાર થયા. નવું જોવાની ધૂનમાં તાપનો વેંઠલો ત્રાસ વિસરી ગયા. સામાન

એ ભાઈને સોંપી ત્રણ વાગે બધા ચાલ્યા. એક માઇલ ચાલતાં ટેકરીની તળેટીમાં આવ્યા ને બાંધેલા પગથીયાં જોઇ કોઇ સારી હાલતના મંદિરનું અનુમાન કર્યું. જોવાની ઉલટ વધી. પગથીઆં ખુબ સારી રીતે બાંધેલા હોવાથી ચડવામાં મઝા આવી. ૩૧૫ પગથીઆં પૂરાં થતાં મંદિરના મુખ્ય દરવાજે આવી પહોંચ્યા. પણ ત્યાં શું જોયું ? દરવાજો બંધ. લોખંડી તાળું તેની રક્ષા કરતું હતું. ઘડીભર મનને નિરાશા થઇ. પછી નિરીક્ષણ કરતાં જણાયું કે એક મોટા ખડકની નીચે આ મંદિરો હતાં. જો ખડકના મથાળે જઇને અંદર કોઇ પણ રીતે કૂદી પડીએ તો એ મંદિરો જોવાય; પણ ખડકના મથાળે કોઇ ન ચડે માટે થોર વાવેલા હતા. છતાં જોયા સિવાય પાછું તો કેમ જવાય ! ખડકની એ બાજુપરથી ચઢવાનો પ્રયત્ન કર્યો. જો જરા પણ ગલફત થાય તો સીધો ટેકરીની નીચે જાય એવી ત્યાંની રચના હતી. ખડક પર સાવધાનતાથી ચઢી થોરની અંદર જરા રસ્તો કર્યો ને મથાળે આવ્યા. દરવાજાની દિવાલ ઉતરવામાં મદદગાર થઇ પડશે, એમ બરાબર ધ્યાનપૂર્વક જોઇ સહુ એક પછી એક અંદર ઉતરી પડયા.

સહુથી પહેલી નજર ત્યાં જડેલી આરસની તકતી પર પડી જેમાં લખ્યું હતું: ગજપંથ મહાતીર્થ. અનાયાસે આવા જૈન તીર્થની યાત્રા થવાથી અમને ખુબ આનંદ થયો.

અહીં ખડકમાંથી કોરેલાં ત્રણ ગુફામંદિરો છે. એક નવું મંદિર પણ બંધાવવાનું શરૂ કર્યું છે. એક ગુફામાં

પાર્શ્વનાથની મૂર્તિ કોરવાની શરૂઆત કરી છે પણ તે અધૂરી છે. તેના મોઢાનો કેટલોક ભાગ ઘસાઈ જવાથી તેનું સ્વરૂપ બગડી ગયું છે. પાસેના ગુફા મંદિરોમાં કોરેલી તથા બેસાડેલી મૂર્તિઓ છે. કોરેલી મૂર્તિમાં કળાની દૃષ્ટિએ કાંઇ જોવા જેવું નથી. બેસાડેલી મૂર્તિ એના પ્રમાણમાં સારી લાગે છે. ન્હવણનું પાણી નાંખવા એક ટાંકુ ખડકમાંથી કોરી કાઢેલું છે.

કળા કરતાં આ મંદિરની સ્વચ્છતાએ ખુબ અસર કરી. જ્યાં જુઓ ત્યાં સઘળું સ્વચ્છ. જરા પણ ગંદકી કે કચરાનું નામ નહિ. દેવમંદિરોમાં આવી સ્વચ્છતા હોવી-જ જોઇએ. મનને પ્રસન્ન કરવામાં એ કેટલો મોટો ભાગ ભજવે છે !

અહીંથી તળેટીમાં એક મંદિર તથા બાગ દેખાયા. એટલે ચડેલા માર્ગે પાછા ઉતરીને મંદિરના ઢોળાવ ભણી ઉતરી પડયા. અહીં દિગંબરોનું એક મંદિર તથા નાનુંસરખું ગુરૂકુળ છે. બ્રહ્મચારીઓ રજા હોવાથી ઘેર ગયા હતા પણ ત્યાં રહેલા એક બે ભાઇઓએ સ્થળ વિષે માહિતી આપી:

“ગજપંથ મહાતીર્થ બહુ પુરાણું તીર્થ છે. પહેલાં અહીં બાર ગાઉનું વન હતું. રામસીતા અહીંથી મોક્ષે ગયા. બીજા પણ કરોડો સાધુ અહીંથી નિર્વાણ પામ્યા.”

છાત્રાલયો અને ગુરુકુળો આવી જગાએ હોય તો બહુ સારૂ એવી માન્યતા શું ખરી છે ? સમાજના સંસર્ગનો ત્યાગ શું એના શિક્ષણમાં ઉણપ નથી રાખતો ? ગમે તેવા નીતિના ચવાઈ ગયેલા સિદ્ધાંત, ધર્મના રૂઢ સિદ્ધાંતો,

ઈતિહાસના લુખ્ખા ફકરા, ભૂગોળની ગોખણપટ્ટી, વ્યાકરણની માથાકૂટ શું આજના હિંદની જરૂરીઆતને લગતું શિક્ષણ છે ? જ્યાં સુધી સ્વાશ્રય ને સ્વમાન શિખવે તેવી કેળવણી નહિ અપાય, ત્યાં સુધી આજનો હિંદી સ્વતંત્ર શી રીતે બની શકશે ? આ વિચારપ્રવાહમાં તણાતાં મૂળ મુકામે આવી પહોંચ્યા. તરત જ તૈયાર થઈ નાશિક ભણી ચાલ્યા. થોડું ચાલતાં મશરુળ નામે ગામ આવ્યું. રસ્તાપર જ એક વિશાળ દિગંબર ચૈત્ય ને ધર્મશાળા છે. તેને જોઇ પ્રસન્ન થયા.

સાતસાત દિવસથી જેને ધ્યેય બનાવી ચાલ્યા કરતા હતા તે નાશિક અહીંથી હવે ત્રણ માઇલ દૂર હતું. બને તેટલી ઝડપથી ત્યાં પહોંચી જવાને મન ઉત્સુક થયું. પગ જોરથી ઉપડયા. લગભગ પોણા કલાકમાં એ અંતર કાપી નાંખ્યું અને નાશિકમાં દાખલ થયા.

અમારો વિચિત્ર ને મેલો પોશાક, હાથમાં ધારીયું ને લાકડીઓ, ખભે ખુબ સામાન, એકના ખભે બ્યુગલ; આવો વિચિત્ર સંગમ જોઈ સ્થળે સ્થળે માણસો ઉભા રાખી પૂછવા લાગ્યા: “ કયાંથી આવ્યા ? કોણ છો ?” દરેકને ઉત્તર આપવાની અમારી અશક્તિ જોઇ અમે ધર્મશાળાની જ તપાસ કરવા લાગ્યા ને એમ કરતાં એક જૈન મંદિરની ધર્મશાળા આગળ આવી પહોંચ્યા.

પૂજારી અમારૂં આ રૂપ જોતાં ગભરાયો. જૈન ધર્મશાળામાં આ વળી ઉતરનારા કોણ ! તેના મનમાં વ્હેમ પેઠો. થોડા દિવસ પહેલાં જ મંદિરનાં ઘરેણાં ચોરાયાં હતાં એટલે

અમને ઉતારો આપવો જોખમકારક લાગ્યો. કેટલીક માથા-કૂટને અંતે તે અમને ઉતરવા દેવાને કબૂલ થયો.

સાત દિવસ કુદરતમાં ભટકેલા હોવાથી શહેરનું સ્વરૂપ કાંઈક જુદુંજ લાગતું હતું. મોટાં મોટાં મકાનો ને ભભકા ભરેલો પોશાક છતાં આત્મા પામર ને મન સંકુચિત જણાતું હતું. કુદરતના ખોળે મુકામ કરવા ગમે તેટલી જગા મળતી જ્યારે અહીં થોડી વાર જગા મેળવતાં મુશ્કેલી પડી.

સામાન એ ઓરડીમાં ભરી તરતજ ગોદાવરીના તટ ઉપર ગયા. ગોદાવરી નદી નાશિકની મધ્યમાં થઈને પસાર થાય છે. તેનું મૂળ ૨૪ માઇલ દૂર આવેલા ત્ર્યંબકેશ્વરમાં છે. એનો પટ બહુ પહોળો નથી. બંધ બાંધેલ હોવાથી પાંચ ફૂટ જેટલું પાણી અહીં રહે છે. વધારાનું પાણી ઉપર થઇને ચાલ્યું જાય છે. તેની બંને બાજુ પત્થરની ફરસબંધી કરેલી છે. તેના પરનું અત્યારનું દશ્ય બહુ રમણીય હોય છે.

ચારે બાજુ દીવાની રોશની અને તેમાં વાસણોનો ઝળહળાટ આંખને આંજી નાંખે છે. એ ફરસબંધી પર બેઠેલા અનેક જાતનાં ફળ, મીઠાઈ ને રમકડાંવાળા મનને લોભાવે છે. અહીંથી કેટલાંક ફળ ખરીદ્યાં ને એ જગાએ મંડળી જમાવી આરોગવા બેઠા. પ્રવાસમાં આજે પહેલવહેલાં ફળ મળેલાં હોઇ ખુબ રસપૂર્વક તેનો નિકાલ થવા લાગ્યો.

એવામાં એક ભવ્ય સ્મરણ તાજું થયું. અહા ! આતો વીર સાવરકરની જન્મભૂમિ ! હિંદના ક્રાન્તિકારીઓનો તે વીર અગ્રણી અહીં થઇને કેટલીયે વખત પસાર થયો હશે !

પોતાના મિત્રો અને સોબતીઓને લઈ તે કેટલીયે વખત અહીં આવ્યો હશે ! આ ભૂમિ શ્રી રામસીતાથી પવિત્ર થયેલી તો ગણાય છેજ છતાં પણ આ વીરનરના ફરવાથી વધારે પવિત્ર બની છે ! એવી ભૂમિ પર અમે બેઠા હતા તે વસ્તુએ અમારા મનમાં ખુબ ગૌરવ ઉત્પન્ન કર્યું.

અહીંથી ઉતારે આવી નોંધપોથી લખી ને નાની સાંકડી ઓરડીમાં શરીરને આડાં ગોઠવી દીધાં.



: ૮ :

## આઠમો દિવસ :

ન શિક

પિતાનું વચન પાળવાને માટે જ પિતૃભક્ત રામે અયોધ્યાની રાજ્યરિદ્ધિ ઠોકરે મારી. કેવળ પતિ-પ્રેમથી પ્રેરાઇનેજ ઘરબહાર કદી પગ ન મૂકનાર સીતાજી તેમની સાથે ચાલ્યાં. વ્હાલસોયા વડિલભાઈની સેવા ખાતર જ લક્ષ્મણ તેમના સાથી થયા. હિંદુસંસારની આ આદર્શ-ત્રિપુટી અનેક અરણ્યો ને નદી નાળાં વટાવી નરમાંસભક્ષક રાક્ષસોથી ભરપુર દંડક (ડાંગ) અરણ્યમાં દાખલ થઇ. ત્યાં આશ્રમ સ્થાપી રહેલા અગત્સ્ય મુનિની સૂચનાથી તે આજ ગોદાવરી તટે આવ્યા. ગૌતમ ઋષિના શાપથી જે વન સૂકાં થઇ ગયાં હતાં તે રામચરણથી લીલાં થયાં. પંખી ફરીથી કલ્લોલ કરવા લાગ્યાં. શ્રી રામ એક પર્ણકુટિ બાંધી અહીં રહેવા લાગ્યા. પક્ષીરાજ જટાયુ સાથે અહીં મૈત્રી બંધાઈ. સૂર્પણખાએ એ બાંધવબેલડીને ચળાવવાના અહીં પ્રયત્ન

કર્યાં, છેવટે લક્ષ્મણજીએ તેના નાક કાન કાપી કાઢી મૂકી. ખીજાએલી તે રાક્ષસીએ પોતાના ભાઇ ખર ને દુષણને સમજાવી અહીં રાક્ષસોની ઘોંસ આણી. સમયસૂચકતા વાપરી રામે લક્ષ્મણજી સાથે સીતાને એક ગુફામાં મોકલી દીધાં અને એકલા હાથે તેમનો સામનો કરવા વિચાર કર્યો, એમ કરતાં તે ઘેરાયા. ખરદૂષણે તેમની આગળ શરત મૂકી: તમારી રૂપાળી સ્ત્રી આપો તો તમને જીવતા જવા દઇએ. રામે આ સાંભળી શું ઉત્તર આપ્યો ?

हम क्षत्रिय मृगया बन करहीं, तुमसे खल मृग खोजत फिरहिं।
रिपु बलवंत लेखि नहिं डरहीं, एक बार कालहु सन लरहिं ॥

કાળની સાથે પણ લડનાર એ મહારથીએ અહીં તે રાક્ષસની સેનાનો પરાભવ કર્યો ને ખરદૂષણના પ્રાણ નીકળી ગયા. સૂપર્ણખા આ જોઈ વધારે ખિજાઈ. તેનું વેર લેવા લંકાપતિ રાવણને ઉશ્કેરણી કરી. કપટનિપુણ રાવણે મારિચનો સોનાનો મૃગ બનાવ્યો. રામ તેની પાછળ પડયા. એ વખતે સીતાજીને છેતરીને રાવણે તેમનું હરણ કર્યું. આવું સ્થળ હિંદુઓનું મહાતીર્થ ગણાય એમાં શી નવાઈ !

શૌચ દાતણથી પરવારી ગોદાવરી તટે મળતો તાજો શેરડીનો રસ ને ફળફળાદિ ખાઇ લીધા. પછી પવિત્ર નદીમાં સ્નાન કર્યું ને તીર્થના દર્શન કરવાને નીકળ્યા. સહુથી પહેલાં રામેશ્વર મહાદેવનું મંદિર જોયું; મંદિર પત્થરનું બાંધેલું ને મજબૂત હતું. શિલ્પ દૃષ્ટિએ તે મધ્યમ પ્રકારનું હતું. અહીં રહેલા એક મોટા ઘંટે અમારૂં ધ્યાન ખેંચ્યું. તેનું વજન કેટલા મણ હશે તેની અટકળો થવા લાગી પણ નિર્ણય થવો

મુશ્કેલ હતો. એ ઘંટ બાજીરાવ પેશ્વાના ભાઈ ચિમનાજી એ વસાઈ આગળ પોર્ટુગીઝ લોકો સાથે લડીને ઇ. સ. ૧૭૨૧માં લીધેલો છે ને તે મંદિરને અર્પણ કરેલો છે. પછી ગોરા રામનું મંદિર જોયું. મંદિર કરતાં ત્યાંની ગંદકી-એજ અમારૂં ધ્યાન વધારે ખેંચ્યું. મન પ્રસન્ન થવાને બદલે અપ્રસન્ન થયું. અહા ! આ સ્થળ કેવું પવિત્ર ને શાંતિમય હોવું જોઇએ તેને બદલે અહીં ધમાલ ને ગંદકી જ નજરે પડે છે. અહીંથી અહલ્યાબાઇના મંદિરે ગયા, તેણે તો હદજ કરી. માણસો તેની દિવાલો આગળ મળત્યાગ કરવાને પણ ચૂકેલા નહિ. અંદર એક ગાય બાંધેલી તેના છાણ તથા મૂત્રથી ગંદકી થયેલી. વળી ત્યાં રસોઇ પણ બનાવતા હશે એવું તેની કાળી થઇ ગયેલી છત અને દિવાલોથી અનુમાન કર્યું. અરે રામ ! તીર્થસ્થળોની આ દશા ! આ સ્થળે ઉત્પન્ન થયેલી ખિન્નતા કયા શબ્દોમાં મૂકું ? અહીંથી નીકળતાં વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ કસરત કરતા હતા. ત્યાં ખેલાતા લકડીપટ્ટા તથા તલવારના દાવે અમને ખુબ રાજી કર્યા. પછી તો બીજાપણ કેટલેક સ્થળે એજ દેખાવ જોયા. અમારી ખાત્રી થઈ કે વીર સાવરકરે વાવેલાં બીજના રોપા થયા છે. પછી મોરલીધરના મંદિરે આવ્યા. એ કાંઇક ઠીક હતું. કાળા રામનું મંદિર મોટું ને બાંધણીમાં ભવ્ય છતાં ગંદકીવાળું તો ખરૂં જ. આના વ્યવસ્થાપકો એક વખત જૈનમંદિરોની સ્વચ્છતા જોઇ આવે તો કેવું સારૂં ! કોઇપણ નાનું મોટું જૈન મંદિર જુઓ પણ ત્યાં સ્વચ્છતા ને શાંતિ તો ખરી જ. અને મંદિરો માનસને પ્રસન્ન કરવામાં એટલો પણ ફાળો ન આપે તો તેની કિમ્મત પણ

શું ? અહીંથી દંડાયુદ્ધપાણિનું મંદિર જોયું. તે નાનું છતાં ઘણું જ સ્વચ્છ ને સુંદર હતું. તેમાં વિરાજતી કાર્તિકયસ્વામિની મૂર્તિ મનોહર હતી. અહીં તાંજોરનું શિલ્પકામ જોવા મળ્યું. આવા નાનામોટા શ્રીરામ ને કૃષ્ણના કેટલાક મંદિરો જોઇ પંચવટી આગળ આવ્યા. પાંચ વડ કયા તે ગણવા માંડયા પણ તેમાં મતભેદ પડયો. કેટલાક કહે તેની વડવાઇઓ તે પણ નાના વડજ ગણાય. કેટલાક કહે આ બધા વિસ્તારમાં થઇને પાંચ વડ હશે. પણ એ વડની વધારે મીમાંસા અધૂરી રાખી પાસે જ સીતાગુફા હતી તે જોવા ગયા. એક મંદિર જેવા લાગતા સામાન્ય ઘરમાં હવા ને પ્રકાશ વિનાનું એક સાંકડું ભોંયરૂં છે તેને એ સ્થાન તરીકે ઓળખાવવામાં આવ્યું. જણુ દીઠ બે પૈસા આપી તેની અંદર દાખલ થયા. અમે તો ધાર્યું હતું કે કોઈ સરસ ખડકની ગુફા હશે અને આતો એક માણસ જઇને માંડ પાછો ફરી શકે તેવી સાંકડી બખોલ. આ જગામાં સીતાજી શી રીતે રહ્યાં હશે તે પ્રશ્ન હરકોઇને થાય ! ત્યાં બેઠેલા પૂજારીઓ પણ એ સમજે છે છતાં સ્વાર્થી પેટ તેમને આવા ધતિંગ કરવા પ્રેરે છે. પાસે મારિચવધ અને સીતાહરણનાં પુતળાં એક ઓરડામાં ગોઠવેલાં હતાં. પૈસો આપવાથી તે બતાવવામાં આવતાં હતાં. લાકડાનાં કળાવિહીન એ પુતળાં જોઈ કોઇ પૂજારીની એ પૈસા કમાવાની કળા છે એમ ખાતરી કરી. અહીંથી તપોવન જોવા ચાલ્યા. જ્યાં લક્ષ્મણજીએ તપ કરેલું ને સૂપર્ણખાના નાક કાન કાપેલાં. રસ્તો સુંદર હતો. આજુબાજુનું સૃષ્ટિસૌંદર્ય સારૂં હતું. બીજા બધા કરતાં આ જગા કાંઇક અલૌકિક હશે એમ ચાલતાં ચાલતાં લાગ્યું. પણ એ તપોવનના

એક પત્થરથી બાંધેલા મંદિરમાં પ્રવેશ કર્યો ને જુદો જ દેખાવ નજરે પડયો. બે ચિદાનંદમાં મગ્ન થવાથી ઈતર ભાન ભૂલેલા મહારાજ કુસ્તીએ ચડયા હતા. એક બીજાના મુખમાંથી અસ્ખલિત વાગ્ધારા ચાલી રહી હતી. અમને દર્શન કરાવવાની તેમને આવા અગત્યના કામમાં ક્યાંથી ફુરસદ હોય ! અમને થયું કે આ બાહુબળ અજમાવતા લાગી (!) સાધુ મહારાજને કહીએ કે મહારાજ આપના જેવાનું લશ્કર બનાવી અંગ્રેજો સાથે લડો કે માતૃભૂમિનો કાંઇક ઉદ્ધાર થાય. પણ વિચારને વર્તનમાં ન મૂકતાં આગળ ચાલ્યા. એક વડ આવ્યો તેની આસપાસ ચોતરો કરેલો હતો. આજુ-બાજુ થોડી ઓરડીઓ બાંધેલી હતી. તેમાંની એકમાં સુપર્ણખાનું સ્વરૂપ ખડું કરેલું હતું. એકંદરે અમને આ જગા ખુબ શાંતિપ્રદ જણાઇ. ત્યાં કોઈની ધાંધલ કે ધમાલ ન હતી. એક બે આત્માર્થી સાધુઓ હતા તે શાંતિથી અધ્યયન અને ભજન કરતા હતા. નીચે ગોદાવરી મંદમંદ વહે છે ત્યાં કપિલગંગા નદીનો સંગમ થાય છે એની શોભા સારી છે. તાપ સખત પડતો હતો એટલે અર્ધો કલાક અહીં સૂતા. પછી ગોદાવરીને કિનારે કિનારે ચાલતાં નાશિકમાં આવ્યા. રસ્તામાં બજાર ભરાયું હતું. અહીં બુધ તથા શનિવારે બજાર ભરાય છે. તેમાં બુધવારનું બજાર ખુબ મોટું હોય છે. લગભગ ૫૦—૫૦ માઇલથી પણ માલ વેચાવા આવે છે.

રસ્તામાં એક લોજમાં જમી લીધું. ત્યાંથી બજારમાં વાસણો ખરીદવા નીકળ્યા. બે સુંદર રકાબીઓ લીધી. જો કે તેમાં હાથકળાનું સૌંદર્ય ન હતું પણ કાંઈક તો લેવું જોઇએ એ

ન્યાયે જ તે લીધી. લીધેલો સામાન જાતે ઉચકીને જ ફરવાનું હતું એટલે નવો બોજો વધારવાનું યોગ્ય ન હતું.

અહીં સ્ત્રીઓને ઘુમટો કાઢવાનો રિવાજ નથી. એટલે પોતાના વાળ સુંદર રીતે ઓળી અંબોડામાં પુષ્પ વગેરે ખોસીને નીકળે છે. તેમની ખાસ રાતી કિનારવાળી કાળી સાડીઓ પહેરીને જ્યારે તેઓ હાથમાં પૂજાનો થાળ લઇને દેવમંદિરે જતી હોય છે ત્યારે ખુબ કળામય લાગે છે. શું ઘુમટો નહિ કાઢવાથી પવિત્રતા ઓછી જળવાતી હશે ? આખા દક્ષિણમાં આ પ્રમાણેજ સ્ત્રીઓનાં માથાં ખુલ્લાં રહે છે. પુરુષોની દક્ષિણી પાઘડી ને ચંપલો ખાસ ધ્યાન ખેંચે છે. મસ્તક પરનું મુંડન તેમને પ્રિય છે.

શહેર બહાર એક સુશોભિત જૈનમંદિર જોવા લાયક છે પણ એની પાછળથી ખબર પડી. અહીંથી ૭ માઇલ દૂર આવેલી પાંડવગુફા જોવા લાયક ગણાય છે પણ ત્યાં જવાનો ખાસ વિચાર ન થયો.

હવે પ્રથમ અધ્યાય પૂરો થયો હતો ને બીજો શરૂ કરવાનો હતો. અહીંથી પેંઠ થઈ કોંકણપટીમાં ઉતરવું ને દરિયા કિનારે ચાલતાં ખંભાત થઇને અમદાવાદ પહોંચવું એવો વિચાર થયો. વળી ઇલુરા ને અજંતાના કળાધામની યાત્રા કરી અમદાવાદ જવું એવો બીજો વિચાર આવ્યો. તેમાંથી બીજો સહુને પસંદ પડયો.

સ્ટેશન અહીંથી પાંચ માઇલ દૂર થાય છે. રસ્તો પાકી સડકનો ને વૃક્ષોવાળો છે. ટ્રામવે તથા ગાડીની સારી સગવડ છે પણ ચાલવાના શોખીનોને એ ક્યાંથી ઠીક પડે !

સાંજના અહીંથી નીકળી સ્ટેશને પહોંચ્યા. ગાડીનો સમય જોવામાં ગફલત થયેલી એટલે ચાર કલાક તપ કર્યું. આખરે રાત્રિના અગીઆર વાગતાં મનમાડ જંકશનની ટિકિટ લઈ રવાના થયા.

એ નાશિકની જેલ ગુજરાતના અનેક મહારથીઓના નિવાસથી આજે પાવન બની છે તેને પણ કેમ ભૂલાય ?



: ૯ :

## નવમો દિવસ :

દેવગિરિ યાને દોલતાબાદ

બીજા સાધનનો આશ્રય લેવા જતાં આપણી સ્વતંત્રતા પર કેટલો બધો કાપ પડે છે! માઇલ માઇલિને છેટે ચાલનાર સાથીઓને ચાર ફૂટની પાટલી પર ગોંધાઇને બેસવું પડયું. એ હાલત છેક મનમાડ સુધી રહી. અહીંથી દોલતાબાદની ટિકિટ લઈ હૈદ્રાબાદ—ગોદાવરી રેલ્વેમાં બેઠા. પેસેંજરોની સખત ભીડમાં શરીરને ઉભા રાખવાની માંડ માંડ સગવડ મળી ત્યાં ઉંઘવાની તો વાત જ ક્યાં હોય! કેટલાક સ્ટેશન પસાર થયા પછી કાંઇક સગવડ થઈ પણ બધા સૂઇએ તો સામાન કેવી રીતે સચવાય! એટલે થોડા જાગ્રત રહ્યા ને બાકીનાએ ઝોલાં સાગરમાં ઝંપલાવ્યું. સંસ્કૃત શ્લોકોની અંત્યાક્ષરીમાં એ વખતે ખુબ રસ જામ્યો. આજુબાજુના પ્રદેશ પર ઘડીએ ઘડીએ નજર નાંખતા પરંતુ ઝપાટાબંધ જતી ગાડીમાં નિરીક્ષણ થવું અશક્ય હતું.

પ્રાતઃકાળ થતાં કોઈ કાળા મેદાનમાંથી પસાર થઇએ છીએ એ ખ્યાલ આવ્યો. દૂર દોલતાબાદનો એકલો અટૂલો કિલ્લો ખાસ ધ્યાન ખેંચવા લાગ્યો. ઇલુરારોડ સ્ટેશન આવ્યું. અહીંથી ઇલુરા છ માઇલ દૂર છે પણ દોલતાબાદથી

ત્યાં જવું વધારે ઠીક છે એટલે પ્રભાતમાં ૭ વાગતાં દોલતાબાદ ઉતર્યા.

સ્ટેશનથી દોલતાબાદ બે માઈલ દૂર છે. જવાને પાકી સડક છે. એ સડકે સડકે ચાલવા લાગ્યા. ગઈ કાલે આખો દિવસ ચાલવાથી ને ઉપરથી અસહ્ય અગવડ ને ઉજાગરો વેઠવાથી માથું ભમતું હતું. આંખો ઘેરાતી હતી. રસ્તે આવતા એક કૂવા આગળ શૌચ દાતણ કરી દોલતાબાદ પહોંચ્યા. પણ ત્યાં પ્રવેશ કરતાં જ ગમગીનીમાં ખુબ વધારો થયો. ચારે બાજુ કોટ તથા મકાનોનાં મોટાં મોટાં ખંડેર જાણે પોક મૂકીને રોતાં હોય એમ લાગ્યું. એ સાંભળી માનવ પ્રકૃતિનો ઉપહાસ કરતો કરાલકાળ ખડ્-ખડાટ હસતો હતો. આ ભવ્ય ખંડેરોને નિહાળતાં નિહાળતાં ઇતિહાસ મન સમક્ષ ખડો થયો. યાદવોની આ પ્રાચીન દેવગિરિ નામની રાજધાની. ભીલમ પહેલાએ એ નગર વસાવ્યું. તેના પુત્ર સિંઘણે દક્ષિણમાં ચાલુક્યોનું રાજ્ય સ્થાપ્યું. ૧૨૯૪ માં અલ્લાઉદ્દીન ખીલજીએ એના પર હલ્લો કર્યો. ઇસ્લામની તરવાર પહેલી જ વાર દક્ષિણમાં વિજય-વંતી થઇ. ૧૩૦૭ થી ૧૩૧૦ સુધી મલીક કાફૂરે ત્યાં નિવાસ કર્યો. પછી તો દક્ષિણના બીજા રાજ્યો જીતવા માટે તે અગત્યનું સ્થાન થઈ પડયું ને ૧૩૩૯ માં મહમુદ તઘલખે દિલ્હીથી રાજધાની બદલી અહીં લાવવા આખા નગરને કૂચ કરાવી. એનું નામ દેવગિરિ બદલી દોલતાબાદ રાખ્યું. પણ થોડા સમયમાં જ તેને આ સ્થાન નહિ ફાવવાથી તેમ જ ઉત્તર હિંદમાં ગરબડ થવાથી તે પાછો ફર્યો. તેની ગેરહાજરીમાં ગુલબર્ગના સુબા ઝફરખાને

પોતાની આણુ વર્તાવી અને બ્રાહ્મણી રાજ્યની સ્થાપના થઇ. છેક ૧૫૨૬ સુધી એ રાજ્યસત્તા ચાલ્યા પછી તે નિઝામના હાથમાં આવ્યું ને થોડા વખત બાદ કરતાં તે આજ સુધી તેમના કબજામાં છે. અહીંનો કિલ્લો ખુબ પ્રખ્યાત છે તે નિરાંતે જોવા જવાનો વિચાર કર્યો.

લગભગ ૧૩૫૭ માણસનો વાસ છતાં નિર્જન સમાં લાગતાં એ ભવ્ય ખંડેરના પત્થરો વટાવતાં આડાઅવળા રસ્તા પસાર કરી બાલાજીના મંદિરમાં આવ્યા. ગારથી લીંપેલી એક પરસાળમાં સામાન ગોઠવ્યો ને બજારમાંથી સીધું સામાન લાવી રસોઇ શરૂ કરી. નાનાઓને ઉંઘવા દીધા ને મોટાએ તે કામ ઉપાડી લીધું. રસોઇ સારી બની પણ ભાંભળા પાણીએ ખુબ અગવડ આપી. તાપ સખત હોવાથી ઘડીએ ઘડીએ તરસ લાગે પણ ભાંભળું પાણી ભાવે નહિ. બપોરના કિલ્લો જોવાની તૈયારી કરી તો જણાયું કે ઔરંગાબાદથી પાસપોર્ટ મેળવ્યા પછી જ તે જોવાય છે. અમે આવ્યા તે ગાડીમાં ઔરંગાબાદ ગયા હોત તો બપોરના પાછા આવી શકત પણ હવે તો એક દિવસ પસાર થાય તેમ હતું. દારોગાને ખાસ સગવડ આપવા આજીજી કરી પણ તે કબુલ જ ન થયો. છેવટે કિલ્લાને બહારથી જોઇ સંતોષ માન્યો.

એક શંકુ આકારની ટેકરી પર આ કિલ્લો બાંધેલો છે. લગભગ ૧૫૦ ફૂટ ઉંચાઇથી તેને કોરવામાં આવ્યો છે. એની કુલ ઉંચાઇ ૬૦૦ ફીટ છે. કોટની લંબાઈ ૨ૢ માઇલ છે જેની દિવાલ કિલ્લાને વીંટળાઇ વળેલી છે. તે દરેક વચ્ચે ખાઇ હોવાથી તે ખુબ દુર્ગમ બન્યો

છે. મથાળે જવા કુલ ૮ દરવાજા પસાર કરવા પડે છે. નાની મોટી અનેક તોપો આ કિલ્લામાં ગોઠવવામાં આવી છે. તેની ભૌગોલિક રચના એવી છે કે કોઇ પણ દિશામાંથી આવતા શત્રુના હુમલાને તે ખાળી શકે. આ ઉપરાંત ચાંદ-મિનાર ને ચીનીમહેલ પણ ખાસ જોવા લાયક છે. ચાંદ મિનાર ૨૧૦ ફીટ ઉંચો ને તળીએથી ૭૦ ફીટના ઘેરાવાવાળો છે. બ્રાહ્મણી રાજ્યના અલાઉદ્દીને જ્યારે દોલતાબાદ સર કર્યું ત્યારે તેના સ્મરણમાં બંધાવેલ છે. પહેલાં એના પર પર્શીયન ટાઇલ્સ જડેલા હતા જેથી ખુબ સુંદર લાગતો. આજે પણ દક્ષિણ હિંદના ઇસ્લામી સ્થાપત્યનો તે એક સુંદર નમૂનો ગણાય છે. ચીનીમહેલ છેક નવમે દરવાજે બાંધેલો છે જેની ઉંચાઇ ૪૦ ફીટ છે. આજ જગાએ કુતુબશાહીના છેલ્લા રાજા અબ્દુલ હસનને ઔરંગઝેબે ૧૬૮૭ માં કેદ કર્યો હતો.

તાપ સખત લાગતો હતો. ગરમ લૂ વાતી હતી. આ વખતે અમને એક જ વિચાર આવ્યો કે મહમદ તઘલખે આ સ્થળને શું જોઇને પસંદ કર્યું હશે ? પણ આજના જેવી એ વખતે સ્થિતિ નહિ હોય એ ચોક્કસ છે. એ વખતે મનોરમ પ્રાસાદો, રમણીય ઉદ્યાનો ને મીઠા પાણીની નહેરો અહીં બંધાયાં હશે. આજુબાજુ વનખંડો ને લીલી ઘટાઓ આવી રહી હશે. જરૂર તે આ સ્થળનો તાપ ઘટાડતી હશે. આજે તો અહીંની એ પ્રખ્યાત દ્રાક્ષ પણ ક્યાં જોવા મળે છે! ક્રૂર કાળનો પંજો જગતમા અનેરૂં પરિવર્તન કરી રહ્યો છે. આવા તો અનેક નગરો—અરે દેશો જગતમાં અસ્તિત્વમાં આવી ગયા ને કાળના ઉદરમાં

સમાઈ ગયા. જે કાંઈ જોઈએ છીએ તે પણ વખત આવતાં લુપ્ત થશે. કેવળ કરેલાં સુકૃત્યો ઇતિહાસને પાને અથવા જનશ્રુતિમાં રહી જશે. આ ભવ્ય મંદિરોનો સંદેશો વિચારતાં વિચારતાં મુકામ પર આવ્યા. રસ્તામાં ઇલુરાથી અજંતા જવાના માર્ગની ભાંગીતૂટી માહિતી મેળવી લીધી.

સાંજના ૬ વાગે અહીંથી ખુલ્દાબાદ જવા નીકળ્યા. માર્ગ કિલ્લા પાસેથી જ પસાર થાય છે ને ધીમે ધીમે ઉંચે ચઢતો જાય છે. રસ્તામાં એક મીઠા પાણીની નહેર બાંધેલી નજરે પડે છે. તેમાં દૂરથી એક ઝરણાનું ઠંડું મીઠું પાણી ચાલ્યું આવે છે. આખો દિવસ ભાંભળું પાણી પીને ત્રાસેલા પ્રવાસીને એ ખુબ શાંતિ આપે છે. અહીંથી આગળ ચાલતાં નીચે એક તળાવ બાંધેલું નજરે પડે છે. ચોમાસામાં અહીં પાણીનો સારો સંગ્રહ થતો હશે. જાહોજલાલીના દિવસોમાં એની ખરી કિંમત અંકાતી હશે પણ આજે તો તે જોવાનો જ વિષય રહ્યો છે. પાસેની એક ટેકરી પર ભદ્રાવન્તી નામના હિન્દુ શહેરના ખંડેરો છે. એ ડુંગરાળ માર્ગમાં ચાલતાં સાંજ પડી ગઇ. હજી ખુલ્દાબાદ બે માઇલ દૂર હતું. એવામાં એકાએક વાદળાં ચડવા લાગ્યાં ને પવન શરૂ થયો. થોડા વખતમાં જરૂર વરસાદ થશે એમ અનુમાન કર્યું. ઘેરથી નીકળતાં સખત ઉનાળો અનુભવ્યો; સહ્યાદ્રિના ઘાટ પર શિઆળો અનુભવ્યો ને અહીં ચોમાસું અનુભવીશું એ વિચારે કાંઇક આનંદ થયો. અમારૂં અનુમાન સાચુ પડયું. થોડીવારમાં ગાજવીજ શરૂ થઇ. પછી વિજળીના ચમકારા થવા લાગ્યા ને ઠંડો

પવન આવવા લાગ્યો. અમે લેમ્પ સળગાવવા ઘણો એ પ્રયત્ન કર્યો પણ પવનના સુસવાટામાં શી રીતે સળગે ? આખરે બધાનું વર્તુલ બનાવ્યું ને લેમ્પ સળગાવ્યું. માર્ગ સીધી સડકનો હતો એટલે વાંધો ન હતો. પણ થોડે દૂર સુધી પણ ભાગ્યે જ દેખાતું હતું. છેવટે તડ તડ કરતા છાંટા શરૂ થયા ને વરસાદ પડયો પણ અમારી હાલતનો વિચાર કરી તેણે વધારે વરસવાનું મુલતવી રાખ્યું. અમારા ઉપર તેનો ઉપકાર થયો. ચારે બાજુથી ઠંડી હવા આવવા લાગી ને દિવસ ભરના શ્રાન્ત શરીરને પ્રફુલ્લિત કરવા લાગી. રાતના ૮ વાગે છ માઇલ પૂરા કરી ખુલ્દાબાદમાં પહોંચ્યા. જાણે કોઇ બગદાદ બસરાના ગામડામાં પ્રવેશ કર્યો હોય એમ લાગ્યું. સર્વત્ર મસ્જીદના મિનારા ને મુસ્લીમની જ વસ્તી. હિન્દુ કોઇ મળે નહિ, છતાં તેમના બોલવાચાલવા પરથી તેઓ એકંદરે ખુબ ભલા ને માયાળુ છે એમ જણાયું. અહીં એક ધર્મશાળામાં મુકામ કર્યો. સામાનની ગોઠવણ થતાં જ પાણીનો પ્રશ્ન ખડો થયો. સહુની જીભ સૂકાતી હતી. પાણી ગામ બહાર દૂર એક વાવમાંથી લાવવાનું હતું. ચાર જણ એ માટે સ્વયંસેવક થયા ને સહુની તરસ મટાડવાનો લાભ એ લઇ ગયા.



: ૧૦ :

# ઈલુરાનાં ગુફામંદિરો

## મહત્તા

ઈલુરાનાં ગુફામંદિરો ભારતવર્ષના શિલ્પની એક અમરકૃતિ છે. એનાં દર્શન એ જીવનની અનેરી લ્હાણ છે. કોઈ પણ સાચા શિલ્પી, ચિત્રકાર, ઇતિહાસરસજ્ઞ કે ધર્મજિજ્ઞાસુને માટે એમાં અભ્યાસની અખૂટ સામગ્રી ભરેલી છે. ભારતવર્ષનો ધાર્મિક સંદેશ શું હતો, કળાનો આદર્શ કેટલો ઉચ્ચ હતો અને તેને પૂર્ણ કરવા ભારતવાસીઓએ કેવી આત્મશ્રદ્ધા, ઉપાસના અને આત્મસમર્પણનો પરિચય આપ્યો છે તે આ મંદિરો જોતાં સમજી શકાય છે. આ શિલ્પધામમાં એકેક ખડકમાંથી જે ભવ્ય ને વિશાળ વિહાર અથવા મંદિરો કોરવામાં આવ્યાં છે તે અદ્યાપિપર્યંત અજોડ છે; અને તેમાંનું એક કૈલાસ અથવા રંગમહાલ તો જગતભરના ખડકમાંથી કોરેલાં મંદિરોમાં અદ્વિતીય છે. આ ગુફામંદિરોની મૂર્તિઓ અને પૌરાણિક કથાઓનાં આકૃતિવિધાન એટલાં પ્રમાણોપેત, ભાવવાહી ને તેજસ્વી છે કે પ્રથમ દર્શનેજ તેની અદ્ભુત

અસર થાય છે. એમાંની કેટલીક કૃતિઓ તો વિશ્વવિખ્યાત માઈકલ એન્જેલોનાં પુતળાંઓની હરિફાઈમાં પણ બરાબર ઊભી રહી શકે તેમ છે.

આ સ્થળની બીજી મહત્તા એ છે કે આર્યસંસ્કૃતિની ત્રણે શાખાઓ—બૌદ્ધ, હિન્દુ અને જૈનનો તે પવિત્ર સંગમ છે. આવો સંસ્કૃતિનો ત્રિવેણીસંગમ ભાગ્યે જ બીજા કોઈ સ્થળે થયો હશે.

## સ્થાન ને સંભાળ

દોલતાબાદથી નવ માઇલ, ઔરંગાબાદથી ચૌદ માઇલ ને ખુલ્દાબાદથી ત્રણ માઇલ છેટે એક પશ્ચિમાભિમુખ પથરાયેલી ટેકરીમાં આ ગુફાઓ કોતરાયેલી છે. લગભગ સવા માઇલના વિસ્તારમાં બધી મળીને ૩૪ ગુફાઓ આજે ત્યાં જોવામાં આવે છે. એમાં ૧ થી ૧૨ સુધીની ગુફાઓ બૌદ્ધની છે. ૧૩ થી ૨૯ સુધીની ગુફાઓ બ્રાહ્મણોની છે અને ૩૦ થી ૩૪ સુધીની ગુફાઓ જૈનોની છે. આની નિકટમાં ઇલુરા અથવા વેરૂળગામ હોવાથી એજ નામે આ ગુફાઓ પ્રસિદ્ધ છે.

મુસલમાનોની ચડાઈ વખતે આ મંદિરોનું કેટલુંક કામ ખંડિત થયું છે ને કુદરતના આક્રમણે પણ તેમાં ઉમેરો કર્યો છે. પરંતુ આજે તેના અધિપતિ નિઝામ સરકાર એનું સાચું મૂલ્ય આંકી ભારે ખર્ચથી એની સંભાળ લઈ રહ્યા છે. આ ગુફાઓની દેખરેખ રાખવા એક રક્ષક-અધિકારી ( ક્યૂરેટર ) તથા બીજા નોકરોની તેમના તરફથી નિમણૂક થયેલી છે. પ્રવાસીઓને જોવાની અનુકૂળતા

ખાતર એમના તરફથી એક નાની સરખી માર્ગદર્શક પુસ્તિકા પણ પ્રસિદ્ધ કરવામાં આવી છે જે ખુબ ઉપયોગી છે.

## ઇલુરા વિષે સાહિત્ય

ઈ. સ. ૧૭૯૫ માં મી. ડેનીયલનાં હિંદનાં ચિત્રો પ્રસિદ્ધ થયાં તેમાં આ ગુફાઓનાં કેટલાંક ચિત્રો હતાં, જેમણે યુરોપના વિદ્વાનવર્ગનું સારૂં ધ્યાન ખેંચ્યું હતું. ત્યાર પછી ચાર્લ્સ મેલેટે એશીઆટિક રીસર્ચના છઠ્ઠા ગ્રંથમાં એના વિષે પ્રકાશ પાડયો હતો. ઈ. સ. ૧૮૨૦ માં સીલીનું **Wonders of Ellora** પ્રસિદ્ધ થયું અને પછી તો પ્રાચ્યવિદ્યાવિશારદોએ આ સ્થળની મુલાકાત લઇ અભ્યાસ-પૂર્ણ મીમાંસા કરી. એ સહુમાં ડૉ. ફર્ગ્યુસન અને ખાસ કરીને ડૉ. જેમ્સ બર્જેસે આ ગુફાઓનો સંશોધન પૂર્વક હેવાલ તૈયાર કર્યો છે જે **Archeological survey of Western India Vol V.** માં પ્રસિદ્ધ થયો છે. આજે ઇલુરાના મંદિરોની જે માર્ગદર્શક પુસ્તિકા પ્રસિદ્ધ થઈ છે તે કેવળ એમના વૃત્તાંતનુંજ પુનર્મુદ્રણ છે. હિન્દી કળાના પ્રખ્યાત સમાલોચક ડૉ. ઈ. બી. હાવેલે **Notes on Indian Art** નામના પ્રસિદ્ધ પુસ્તકમાં એના વિશ્વકર્મા-ચૈત્ય તથા કૈલાસમંદિરની ભારે પ્રશંસા કરી છે. એ ઉપરાંત **Buddhist Art in India** નામના અત્યંત મનનીય પુસ્તકમાં ડૉ. એ. ગ્રુનવેડેલે તથા **Architectural Antiquities of Western India**માં ડૉ. હેન્રી કઝીને એની નોંધ લીધી છે. બીજાં પણ સ્થાપત્ય, શિલ્પને કળાના પુસ્તકોમાં એનાં વર્ણન છે. પણ દુર્ભાગ્યે આપણા દેશના

વિદ્વાનોએ આપણા દૃષ્ટિબિંદુથી એનો અભ્યાસ કરી જુદી જુદી ભાષામાં એનું એકેય સ્વતંત્ર પુસ્તક તૈયાર કર્યું નથી અને એથી આ સ્થળે તેનું જરા વિસ્તારથી વર્ણન કરવાની જરૂર લાગે છે.

ઔરંગાબાદ કે ખુલ્દાબાદથી પાકી સડકના માર્ગે આવેલ પ્રવાસી પહેલવહેલો ગુફામંદિરના દક્ષિણ છેડે આવે છે જ્યાંથી બૌદ્ધગુફાઓ શરૂ થાય છે. ત્યાંથી આગળ વધતાં અનુક્રમે બ્રાહ્મણ અને જૈન ગુફાઓ આવે છે. એ દરેક ગુફાને નંબર આપેલો છે. ત્યાંની કેટલીક ગુફાઓ અપવાદ ગણતાં ઘણી ખરી ગુફાઓનાં જુદાં જુદાં નામ પ્રચલિત છે. તે નામો નીચે મુજબ છે:—

## ગુફાઓનાં નામ

### : બૌદ્ધ ગુફાઓ :

| નં. | નામ. |
|---|---|
| ૧ થી ૪ | ... ... ...ઢેડવાડા |
| ૫ | ... ... ...મહારવાડા |
| ૬ થી ૯ | ... ... ... ... |
| ૧૦ | ... ... વિશ્વકર્મા—ઝોંપડી |
| ૧૧ | ... ... ...દોથલ |
| ૧૨ | ... ... ...તીનથલ |

### : બ્રાહ્મણ ગુફાઓ :

| નં. | નામ. |
|---|---|
| ૧૩ | ... ... ... ... |
| ૧૪ | ... ... રાવણ—કા—કૈ |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ... | ... | દશાવતાર |
| ૧૬ | ... | | કૈલાસ અથવા રંગમહાલ |
| ૧૭ થી ૨૦ | ... | ... | ... ... |
| ૨૧ | ... | ... | ...રામેશ્વર |
| ૨૨ | ... | ... | ...નીલકંઠ |
| ૨૩ | ... | ... | ... ... |
| ૨૪ | ... | ... | તેલી–કા–ગણુ |
| ૨૫ | ... | ... | કુંભારવાડા |
| ૨૬ | ... | ... | જનવાસ |
| ૨૭ | ... | ... | ગોવાલણુની ગુફા |
| ૨૮ | ... | ... | ... ... |
| ૨૯ | ... | ... | દૂમર લેના |

: જૈન ગુફાઓ :

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦ | ... | ... | ... | ... ... |
| ૩૧ | ... | ... | ... | છોટાકૈલાસ |
| ૩૨ | ... | ... | ... | ... ... |
| ૩૩ | ... | ...ઈન્દ્રસભા, | | જગન્નાથસભા. |
| ૩૪ | ... | ... | ... | ...પાર્શ્વનાથ |

## વૈદિક ધર્મ સામે ક્રાન્તિ

વૈદિક પ્રાર્થના ને ઉપનિષદ્કાળના ઉંડા અધ્યાત્મ-ચિંતન પછી બ્રાહ્મણધર્મમાં ધીમે ધીમે જડ ક્રિયાકાંડનું જોર વધ્યું ને હિંસક યજ્ઞ–યાગની વૃદ્ધિ થઇ. વર્ણાશ્રમ ખુબ મજબૂત થયા ને સમાજની યોગ્ય વ્યવસ્થા માટે મૂળ જે

વર્ણાશ્રમના વિભાગો યોજાયા હતા તેનાં બંધનો વજ્ર—શૃંખલાવત્ દઢ થયાં ને શૂદ્રોપર જુલ્મ ગુજરવા લાગ્યો. બ્રાહ્મણો સ્વનિર્મિત કાયદાઓથી બધાને શાસિત કરવા લાગ્યા ને પોતાને ગમે તેવું વર્તન કરવાનો અધિકાર છે એમ સમજવા લાગ્યા. આથી ધીરે ધીરે એમના પ્રત્યે અસંતોષ પ્રગટવા માંડ્યો ને પાર્શ્વનાથ, બુદ્ધ ભગવાન તથા પ્રભુ મહાવીરે એ યુગના ભાવનારૂપે જન્મ લીધો. યૌવનવયમાં સર્વપ્રકારના સુખવૈભવનો ત્યાગ કરી એ ક્ષત્રીય રાજકુમારો સત્યની શોધમાં નીકળ્યા ને લાંબા સમય સુધી આકરાં તપ કરી મેળવેલી આત્મશુદ્ધિવડે ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરી. પછી તેઓએ સમાજમાં રૂઢ થઇ ગએલી જડ ક્રિયાઓનું ખંડન કરી સમાજમાં ભ્રાતૃભાવ ફેલાવ્યો ને ભૂતદયાનો પ્રચાર કર્યો. બુદ્ધ ભગવાન તથા પાર્શ્વનાથ અને મહાવીરની તાત્વિક માન્યતામાં ઉંડો ભેદ હતો પણ એ યુગનો પુનરૂદ્ધાર કરવાનું કામ તો સમાનજ હતું. એઓના મહાન ત્યાગ ને અદ્દભુત ઉપદેશથી લાખો લોકોએ તેમને પ્રેમપૂર્વક સાંભળ્યા ને તેમણે ઉપદેશેલા શ્રમણધર્મ તથા ગૃહસ્થધર્મને અંગીકાર કર્યો.

## બૌદ્ધોનો ધર્મપ્રચાર

બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી થોડાજ સમયમાં બૌદ્ધ-શ્રમણો હિંદભરમાં ફરી વળ્યા, ને તેમણે ઉપદેશેલા ચાર આર્યસત્યનો તથા આર્યઅષ્ટાંગમાર્ગનો પ્રચાર કર્યો. ઇ. સ. પૂર્વે ૨૬૦ ના અરસામાં રાજર્ષિ અશોકને આ ધર્મનો રંગ લાગ્યો તેથી તેના પ્રચારને ખુબ વેગ મળ્યો. એણે સ્થળે સ્થળે ખડકો પર ભગવાન બુદ્ધની આજ્ઞાઓ કોતરાવી, સ્થળે સ્થળે સ્તૂપ અને વિહારો બંધાવ્યા, બીજી પણ અનેક

સામાજીક હિતની સંસ્થાઓ શરૂ કરી. એનો પુત્ર મહેન્દ્ર ને પુત્રી સંઘમિત્રા એ ધર્મમાં દિક્ષિત થયાં અને ભારતવર્ષની બહાર પણ એ ધર્મનો પ્રચાર કરવાને શ્રમણસમૂહને લઈ ગયા. બીજા પણ અનેક શ્રમણવૃંદો જુદા જુદા દેશમાં ફરી વળ્યાં ને તેમાં તેમને ભારે સફળતા પ્રાપ્ત થઇ. સીલોન, બ્રહ્મદેશ, ચીન, જાપાન, ટીબેટ, અફગાનીસ્તાન, તુર્કસ્તાન ને બીજા અનેક દેશોમાં એ ધર્મ દાખલ થયો. બૌદ્ધવિહારો કેવળ નિવૃત્તિપરાયણ શ્રમણોનું નિવાસસ્થાન નહિ બનતાં ધીમે ધીમે શિક્ષણ અને સેવાનાં કેન્દ્ર સ્થાન બન્યા અને તેમાંથી તક્ષશીલા, નાલંદા, વિક્રમશીલા વગેરે મહાન વિદ્યાપીઠો ઉભી થઈ. આ વિહારો કે વિદ્યાપીઠો કેવળ શહેરોના પરિસરોમાં નહિ બંધાતાં એકાંત ગિરિપ્રદેશોપર પણ નિર્માણ થવા લાગી, અને હિમગિરિની વીશ હજાર ફૂટની સપાટી સુધી તેનો વિસ્તાર થયો. બાંધેલાં મકાનો કરતાં ખડકોમાં કોરેલા વિહારો કરાળકાળની સામે વધારે ટકી શકે તેમ હોવાથી તેમજ દરેક ઋતુમાં અનુકૂળ હોવાથી સ્વાભાવિક રીતેજ એ તરફ આ વર્ગનું લક્ષ ગયું ને ઝપાટાબંધ તેની રચના થવા લાગી. અજન્તા, ઇલુરા, કાર્લી, ભજ, વાઘ, ઔરંગાબાદ વગેરે અનેક સ્થળો તેની આજે શાખ પૂરે છે.

## બૌદ્ધ કળાનો ઇતિહાસ

બુદ્ધ ભગવાન પોતે મૂર્તિપૂજા નહિ માનતા હોવાથી તેમજ તેમણે ધર્મશાસ્ત્રમાં પુષ્પમાળા, વેલો તથા કલ્પિત સ્ત્રી-પુરૂષોના ચિત્રવાળા વિહારોમાં રહેવાની મનાઈ કરેલી હોવાથી+ શરૂઆતના ચૈત્યો ને વિહારો ખુબ સાદા બંધાયા.

+ જુઓ ચુલ્લવગ

એ બાંધતાં તેમણે જોયેલું વૈદિક સ્થાપત્ય દૃષ્ટિ સમક્ષ હતું એટલે તેની છાયા તેમાં પડે એ સ્વાભાવિક છે. ધીમે ધીમે સંઘનું કલેવર મોટું થયું ને અનેક રાજકુટુંબો તેમાં ભળ્યાં. એથી વિહારો વિશાળ બન્યા ને ચૈત્યના ધર્મપરિષદ ભરવાના મંડપો પણ વિસ્તાર પામ્યા. આ સમય દરમ્યાન બુદ્ધ ભગવાનનું વ્યક્તિત્વ અનેક ભક્તોને ઉપાસનાનું કારણ થઇ પડયું ને તેને વ્યક્ત કરવા તેમણે તેમની મૂર્તિપૂજા શરૂ કરી. બૌદ્ધ સંઘ ઘણો મોટો ને અનેક ભિન્ન ભિન્ન જાતિ તથા ધંધાના લોકોમાં ફેલાયેલો હોઇ તેમાં વૈવિધ્ય દાખલ થયું ને ચૈત્યો તથા વિહાર થોડા સમયમાં ચિત્ર તથા શિલ્પની અનુપમ કળાથી દીપી ઉઠયા. દિનપ્રતિદિન એ ચિત્ર, શિલ્પ તથા મૂર્તિવિધાનની કળામાં વિકાસ થયો ને તે અત્યંત ઉંચી કક્ષાએ પહોંચ્યો. આ સમયે સમસ્ત એશિયાના કલાકારોનું હિંદની આ કળા તરફ ધ્યાન ખેંચાયું ને ચીની મુસાફરોએ તો એ જોવા હિંદની ખાસ યાત્રા કરી. તેમણે એ વખતે ભારતવર્ષની ગૌરવકથાની નોંધી લીધી છે જે વાંચતાં આજે પણ આપણી છાતી ગજગજ ફૂલે છે. બૌદ્ધધર્મના આ સુવર્ણસમય પછી તેના આચાર્યો શિથિલાચારી થયા ને પ્રજ્ઞા—શીલ—સમાધિને બદલે, મત્સ્ય, માંસ, મદિરા, મૈથુન ને મુદ્રા એ પાંચ પ્રકારના મકારને નિર્વાણનો માર્ગ માનવા લાગ્યા. આ ભયંકર આત્મપતનથી સાતમા સૈકાના અંતભાગમાં બૌદ્ધધર્મ ભારતવર્ષમાંથી છેક લુપ્ત થઈ ગયો જે હજી સુધી પુનર્ગમન નથી કરી શકયો.

ઇલુરાની બૌદ્ધગુફાઓ આ ધર્મના મધ્યાહ્નથી અંત સુધીમાં જુદા જુદા સમયે કોતરાઇ છે અને એથી એમાં બૌદ્ધસ્થાપત્યનો ઇતિહાસ સારી રીતે જળવાયો છે.

## બૌદ્ધ ગુફાઓના પ્રકાર

આ ગુફાઓના મુખ્ય બે પ્રકાર છેઃ (૧) વિહાર. (૨) ચૈત્ય.

વિહાર એટલે શ્રમણોને રહેવાનું સ્થાન. ચૈત્ય એટલે ઉપાસના મંદિર. બંને પોતાની રચના પરથી તરતજ ઓળખાઇ આવે છે. વિહારમાં મધ્યભાગે મોટો મંડપ હોય છે ને આજુબાજુ નાની ઓરડીઓ કોરી કાઢેલી હોય છે. તેમાં કેટલાક સ્થળે સૂવા માટેની બેઠક ને આગળ વાંચવા માટે પત્થરની પાટલીઓ કોરેલી હોય છે. નિકટમાં પાણીનું ટાંકું હોય છે. આ વિહારોમાં બુદ્ધ ભગવાનની તથા બોધિસત્ત્વની મૂર્તિઓ જણાય છે જે એકાંતમાં ઉપાસના કરવા અર્થે હોય છે.

ચૈત્ય એટલે સમૂહ માટેનું ઉપાસના મંદિર. ધર્મપરિષદ્ ભરવાનું સ્થળ. તે તેના પ્રવેશદ્વારથીજ ઓળખાઇ આવે છે. એનું પ્રવેશદ્વાર વિહારના દ્વારની માફક લંબચોરસ હોવાને બદલે ઉપરથી પિંપળાના પાન જેવા આકારનું હોય છે ને તે ખુબ સુંદર રીતે કોરેલું હોય છે. એ કમાનની નીચે સ્થંભોની હાર હોય છે જે ચૈત્યમાં બાંધેલા સ્તૂપ સુધી લંબાય છે. સ્તૂપ એટલે બુદ્ધ ભગવાન કે મહાન આચાર્યના શરીરનો કોઇપણ ભાગ સંઘરી તેના પર કરેલું ઉંધી કંકાવટી કે ઘંટના આકારનું બાંધકામ. એની આજુબાજુ પ્રદક્ષિણા કરી શકાય તેટલી જગા રાખેલી હોય છે. આ ચૈત્યના સ્થંભોની બન્ને બાજુ પણ થોડી થોડી જગા બાકી હોય છે, જેની ડાબી બાજુથી ગૃહસ્થો પ્રવેશ કરી સ્તૂપની પ્રદક્ષિણા કરે ને જમણી બાજુથી બહાર નીકળે એવી યોજના હોય છે. મધ્ય

ભાગ શ્રમણોને માટે હોય છે જ્યાં તેઓ સ્થંભોને લગતા હારબંધ બેસે છે. એ સ્થંભોના મથાળે કેટલાક દેવો કોરેલા હોય છે જે તેમને આશીર્વાદ આપવા ઉભા છે એવો અર્થસંકેત છે. કાર્લીની ગુફામાં, અજન્તામાં, બેડસામાં ને કન્હેરીમાં આ જ પ્રકારના ચૈત્યો છે. પરંતુ અહીં ચૈત્ય-નિર્માણનો એ સિદ્ધાંત અદશ્ય થયો છે. બીજા નંબરની ગુફા જે ચૈત્ય છે તેમાં પ્રવેશદ્વારની આ કમાન જણાતી નથી. તેમ જ દશમા નંબરની વિશ્વકર્માગુફા જે એક અત્યંત મનોહર ચૈત્ય છે તેમાં પણ એવી કમાનો જણાતી નથી. અંદરના સ્તૂપના આકારમાં પણ ફેર છે ને વધારામાં તેનાપર ૧૧ ફીટ ઉંચી બુદ્ધ ભગવાનની મૂર્તિ બેસાડેલી છે. એનો ખુલાસો એવો થઈ શકે કે બીજા ચૈત્યો શરૂઆતમાં બંધાયેલા એટલે તેમાં વૈદિક ધર્મની અસ્ત થતા સૂર્યની સંજ્ઞા-રૂપ કમાન સચવાયેલી તે આ છેલ્લા કાળમાં પરિવર્તન પામી.

પહેલી પાંચે ગુફાઓને આવાં હલકાં નામ આપવાનું શું પ્રયોજન હશે તેવો પ્રશ્ન સહેજે થાય છે. એ બાબતમાં જુદા જુદા મત છે. ડૉ. જે. વિલ્સન એમ માને છે કે **Theravada** ( થેરાવાદ ) ઉપરથી સૂચિત કરીને મશ્કરી કરવા બ્રાહ્મણોએ આ નામ આપ્યું હોય. ડૉ. જેમ્સ બર્જેસ એમ ધારે છે કે તેઓ વર્ણના ભેદને ઠોકરે મારી બધી કોટિના લોકોને સંઘમાં દાખલ કરતા જે વૈદિક સંપ્ર-દાયની સામે બળવો હતો તેથી પણ એ નામ આપ્યું હોય.

## ૧ લી ગુફા:

એક વિહાર છે. એમાં બૌદ્ધશ્રમણોને રહેવાને માટે

આઠ ઓરડીઓ કોરી કાઢેલી છે. બીજી ગુફાઓના પ્રમાણમાં તે ખુબ સાદી છે જે એની પ્રાચીનતા સૂચવે છે.

૨ જી ગુફાઃ

સુંદર ચૈત્ય છે. તેનો રંગમંડપ ૪૮ ફીટ સમચોરસ છે; તેમાં બાર મોટા સ્થંભો, પત્ર, પુષ્પ તથા ગાંધર્વોના કોતરકામથી વિભૂષિત થઈ છતની રક્ષા કરતા ઉભા છે. ચૈત્યની મુખ્ય પ્રતિમા સિંહાસનોપવિષ્ટ ભગવાન બુદ્ધની છે જે પ્રચંડ ને ભાવવાહી છે. મુખપર દયાનું દૈવીસ્મિત ફરકી રહ્યું હોય એમ જણાય છે. તેમણે જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી ડાબા હાથની ટચલી આંગળીને ગ્રહણ કરેલી છે. તેમના ડાબા હાથની હથેળીમાંથી ઓઢેલું વસ્ત્ર પસાર થાય છે. બુદ્ધ ભગવાનની આ એક પ્રકારની ઉપદેશમુદ્રા છે. એમની આજુબાજુ બે ચમ્મરધારીઓ છે. તેમાંના એક ડાબી બાજુના ચમ્મરધારીનો પોશાક સાદો છે. તેણે ઓઢેલું વસ્ત્ર કમ્મર આગળ એક મેખલાથી બાંધેલું છે. માથા પરની જટા યોગી જેવી છે તેમાં અમિતાભબુદ્ધની મૂર્તિ છે. એના એક હાથમાં માળા છે ને બીજા હાથમાં કમળનું ફૂલ છે. બીજી બાજુ એટલે આપણા જમણા હાથ તરફના દ્વારપાળનો મુગટ રત્નજડીત છે. હાથમાં કંકણ, બાજુબંધ ને ખભે રત્નજડીત ઉપવીત છે. તેના જમણા હાથમાં પુષ્પનો ગુચ્છ છે. ભીંતમાં બે મોટી મૂર્તિઓ ઉભેલી છે જે બોધિસત્ત્વની છે. એમનો જમણો હાથ નીચે લટકે છે જેની હથેળી આપણા સામી છે. ડાબો હાથ છાતી પર છે, જે વડે પરિધાન કરેલું વસ્ત્ર પકડેલું છે.

ગર્ભદ્વારની બહારના દ્વારપાળ પણ બરાબર ચમ્મરધારીઓનીજ પ્રતિકૃતિ છે. તેમના માથાપર ગાંધર્વયુગલ પુષ્પમાળ લઇને ઉડી રહ્યાં છે. રંગમંડપમાં ધ્યાનમુદ્રાવાળી બુદ્ધભગવાનની ઘણી મૂર્તિઓ છે. દરેકની આજુબાજુ પરંતુ ચમ્મરધારીની વચ્ચે વચ્ચે જમણા હાથમાં પુષ્પને ધારણ કરતી સ્ત્રી–પરિચારિકાઓ પણ છે. ઉત્તર દિશાના દ્વારપાળ સામે રંગમંડપમાં એક સ્ત્રીની પ્રચંડ મૂર્તિ કોરેલી છે જેનો સઘળો પોશાક વગેરે દ્વારપાળ જેવાંજ છે. એની આજુબાજુ બે સ્ત્રીઓની નાની મૂર્તિઓ છે જેમણે જમણા હાથમાં કમળ ધારણ કરેલ છે. આ મૂર્તિ બુદ્ધ ભગવાનની માતા માયાદેવીની કે તેમની પત્ની યશોધરાની છે, અથવા તો તાંત્રિકકાળની કોઇ દેવીની છે તે કહી શકાતું નથી.

અહીં તથા હવે પછીના બીજા વિહાર તથા ચૈત્યોમાં જે સંખ્યાબંધ મૂર્તિઓ કોરેલી છે, તેને સમજવા માટે બૌદ્ધ ધર્મના મૂર્તિવિધાન તરફ દષ્ટિપાત કરવો જરૂરી છે.

## બૌદ્ધોનું મૂર્તિવિધાન

બુદ્ધ ભગવાનની મૂર્તિ મુખ્ય બે પ્રકારની છે. એક બુદ્ધની એટલે સંપૂર્ણ જ્ઞાન પામેલાની ને બીજી બોધિસત્ત્વની એટલે સંપૂર્ણ જ્ઞાન પામ્યા પહેલાંની. બીજી રીતે કહીએ તો ગુરૂદશામાં બુદ્ધની અને રાજવીદશામાં બોધિસત્ત્વની. બુદ્ધ એટલે મહાજ્ઞાની, ધર્મચક્રવર્તી. તેમનું કપાળ ભવ્ય ને વિશાળ હોય. તેની મધ્યમાં એક ચિહ્‌ન (ઉર્ણ) હોય જે તેમના પ્રજ્ઞાનેત્રની સંજ્ઞા સૂચવે. મસ્તકનો મધ્યભાગ ઉન્નત હોય (ઉષ્ણીશ) જે મહાજ્ઞાનીની સંજ્ઞા જણાવે. વાળ ગુંચળાં

વાળા ને કાન ખભા સુધી લટકતા હોય, જેની બુટો ચીરાચેલી હોય, મુખપર શાંતિ ને કરૂણા તરવરતાં હોય, પાછળ ભામંડળ હોય. બોધિસત્વ એટલે રાજરાજેશ્વર, આદર્શ ભૂપતિ. તેમાં દિવ્ય પ્રેમ હોય, દિવ્ય બુદ્ધિ હોય. તેમનું શરીર અત્યંત સુકોમળ હોય ને સંસારના મનોહરમાં મનોહર વસ્ત્રાલંકાર ધારણ કરેલા હોય. કલાકારોને આ બોધિસત્ત્વની મૂર્તિઓનું વિધાન કરવામાં ઘણુંજ વિશાળ ક્ષેત્ર મળ્યું છે. અને એથી એનો અદ્‌ભુત વિકાસ થયો છે. બૌદ્ધસાહિત્યમાં જણાતાં કેટલાક બોધિસત્ત્વોનાં ભિન્ન ભિન્ન નામો અને સ્વરૂપો નીચે મુજબ છે:—

| | |
|---|---|
| અનંતચારિત્ર | પદ્મશીલ |
| અનંતવિક્રમ | પ્રજ્ઞાકૂટ |
| અક્ષયમુનિ | પ્રતિભાણ |
| અવલોકિતેશ્વર (પદ્મપાણિ) | પ્રદાનશૂર |
| આકાશગર્ભ (વિશ્વપાણિ) | બુદ્ધશ્રીજ્ઞાન |
| ક્ષિતિગર્ભ | ભદ્રપાળ |
| ગન્ધાધ્વર | ભૈષજ્યસમુદ્‌ગત |
| ઘંટાપાણિ | મરિચિ |
| ત્રિરભાર્ય | મહાપ્રતિભાણ |
| ત્રિલોકવિક્રમિન્ | મહાવિક્રમિન્ |
| ધરણિધર | મૈત્રેય |
| નક્ષત્રરાજ | મંજુશ્રી અથવા મહામતિ |
| નિત્યોદ્યુક્ત | રત્નચંદ્ર |

રત્નપાણિ
રત્નભૂતિ
રાષ્ટ્રપાળ
રુચિરકેતુ
વજ્રગંધ
વજ્રપાણિ
વજ્રસત્ત્વ
વિકૌતુક
વિનાયક
વિરૂપાક્ષ
વિશુદ્ધચારિત્ર
શ્રીગર્ભ
સતતસમિતાભિયુક્ત
સદાપરિભૂત
સર્વાર્થનામ
સામન્તભદ્ર
સારસ્વત પ્રિયદર્શન

એમાં અવલોકિતેશ્વર અથવા પદ્મપાણિ જે દિવ્ય પ્રેમનું સ્વરૂપ છે અને મંજુશ્રી અથવા વજ્રપાણિ જે દિવ્ય જ્ઞાનનું સ્વરૂપ છે તે બે અહીં દ્વારપાળ તરીકે જણાય છે. અવલોકિતેશ્વરના મસ્તકપર જે મુગટ હોય છે તેમાં અમિતાભ બુદ્ધની મૂર્તિ હોય છે ને તેમના એક હાથમાં પદ્મ હોય છે. વજ્રપાણિ અથવા મંજુશ્રીના મુગટપર ચૈત્યની નિશાની હોય છે ને તેના એક હાથમાં વજ્ર હોય છે.

આમાંના જુદા જુદા બોધિસત્ત્વોનો જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે વિકાસ થયો છે. દાખલ તરીકે મંજુશ્રીનો જાવામાં, વિકૌતુકનો નેપાળ અને ટીબેટમાં. એકલા વિકૌતુકબોધિસત્ત્વના ૧૦૮ નામો ને ભિન્ન ભિન્ન સ્વરૂપો ત્યાં ખીલ્યાં છે.

બોધિસત્ત્વની મૂર્તિવિધાનના વિકાસમાં એક વસ્તુ સ્પષ્ટ જોઈ શકાય છે. દક્ષિણમાં પ્રસરેલા હીનયાન પંથે લગભગ નામના ફેરફાર સાથે બધા હિન્દુ દેવોને કબૂલ કર્યા છે. જ્યારે મહાયાન પંથે બધા હિન્દુ દેવોને પોતાના શાસ્ત્રની માન્યતા પ્રમાણે સ્વરૂપ આપેલાં છે. લોકોના હૃદયમાં પ્રાચીન કાળની મૂર્તિપૂજાની જે ખાયેશ હતી તે બીજી શી રીતે સંતોષી શકાય! થોડા દૃષ્ટાંતથી એ વસ્તુ બરાબર સમજી શકાશે. ઈંદ્ર અથવા વજ્રાયુધ વજ્રપાણિ બન્યા છે. બ્રહ્મા મંજુશ્રી બન્યા છે. તેમની સરસ્વતી ને લક્ષ્મી બે સ્ત્રીઓ બનેલી છે. વિષ્ણુ અવલોકિતેશ્વર અથવા પદ્મપાણિ બન્યા છે અને વિરૂપાક્ષ એ તો શિવનું જ નામ છે. આ ઉપરાંત સાત તથાગતોની બૌદ્ધોની માન્યતા છે જે સપ્તર્ષિનુંજ રૂપપરિવર્તન છે. ગણેશને વિનાયક તરીકે સ્વીકારેલા છે.

## ત્રીજી ગુફા

આ એક નાનો સરખો વિહાર છે. બાર ઓરડીઓ એમાં કોરેલી છે. ઉત્તર દિશા તરફ નાનું સરખું ચૈત્ય છે. તેમાં પદ્માસન પર બેઠેલી બુદ્ધ ભગવાનની મૂર્તિ છે. તેમની બન્ને બાજુ સામાન્ય રીતે બીજે હોય છે તેમ ચમ્મર–ધારીઓ છે. ઉપર ગાંધર્વો અને દેવતાઈ ગવૈયાઓ છે. જે બુદ્ધ ભગવાનનાં સંગીતદ્વારા ગુણગાન કરે છે. બીજી પણ થોડી મૂર્તિઓ અહીં છે, પણ તેમાં વધારે વખત ન ગાળતાં ચોથી ગુફા આગળ આવીએ.

## ચોથી ગુફા

ચોથી ગુફાનો આગળનો અર્ધો ભાગ તૂટી ગએલો છે. બુદ્ધ–ભગવાનની મૂર્તિ બોધિવૃક્ષ નીચે બેઠેલી બતાવી છે. આજુબાજુ ચમ્મર વીંઝનાર ઉભા છે. બહારના ભાગમાં પદ્મપાણિની મૂર્તિ છે તે ખાસ જોવાલાયક છે. બેઠક બુદ્ધ ભગવાન જેવી, મસ્તક પર જટા, તેના અગ્ર-ભાગ પર અમિતાભબુદ્ધની મૂર્તિ, વાળ ખભા ઉપર લટકતા, ડાબા ખભે મૃગચર્મ, જમણા હાથમાં કમળ, આજુબાજુ બે સ્ત્રીઓ, એકના હાથમાં માળા, બીજીના હાથમાં પુષ્પસમૂહ. અહીં બીજી પણ બુદ્ધ ભગવાનની મૂર્તિઓ છે તે બધાના મુખપરનો ભાવ ખાસ અસર કરે છે.

## પાંચમી ગુફા

પાંચમી મ્હારવાડા એક વિશાળ બૌદ્ધવિહાર છે. થોડાં પગથીઆં ઉપર ચઢતાં તેના ૧૧૭ ફૂટ લાંબા ને ૫૮॥ ફીટ પહોળા મંડપમાં દાખલ થવાય છે. ૨૪ સુંદર સ્થંભો તેને ટકાવી રાખે છે. ગર્ભાગારમાં ધ્યાનસ્થ મુદ્રામાં બુદ્ધ ભગવાનની મૂર્તિ છે. આજુબાજુ ચમ્મર વીંઝનારા છે જેઓ તે વખતના કળામય પોશાકનો તથા વાળ ઓળવાની રીતોનો પરિચય આપે છે. શ્રમણોને રહેવાની વીસ જેટલી ઓરડીઓ અહીં કોરેલી છે.

## છઠ્ઠીથી નવમી સુધીની ગુફાઓ

ઝડપથી જોઇને આગળ વધી શકાય તેમ છે.

## દશમી ગુફા

દશમી ગુફા વિશ્વકર્માઝોંપડી નામે ઓળખાય છે.

જે એક સુંદર ચૈત્ય છે. ૪૬ ફીટ લાંબી, ૪૩ ફીટ ઉંડી ને ૩૪ ફીટ ઉંચાઈવાળી આ ગુફા એટલી ભવ્ય જણાય છે કે જોનારને ત્યાંથી જવું ગમે જ નહિ. આ શિલ્પકારોના મગજમાં મંદિરને મકાનોના ઘાટનો ને તેની સપ્રમાણતાનો જે ખ્યાલ હતો તે અર્વાચીન શિલ્પકારોમાં ભાગ્યે જ નજરે પડે છે.

અહીંનું બાંધકામ લાકડાના બાંધકામની પ્રતિકૃતિરૂપ છે જે ખાસ સમજવા લાયક છે. તે પ્રતિકૃતિ એટલે સુધી સંપૂર્ણ છે કે એક ઝીણામાં ઝીણી બાબતમાં પણ કોઈ ખોડ કાઢી શકે તેમ નથી. દાખલા તરીકે બે લાકડાના પાટડા મેળવતાં સાંધાપર જળોયા મૂકાય છે, તે પણ ખડકની કોરેલી પીઢોમાં બતાવ્યા છે. તે ઉપરાંત, એ બધી પીઢોનું લાંબા અંતર સુધી બરાબર સમાંતરપણું જાળવ્યું છે જે અત્યંત કુશળતાનું પરિણામ છે. એક ખડકમાંથી દૂર સુધી મંડપની પીઢો કોરવી અને છતાંયે જરા પણ ઉંચી નીચી સપાટી ન જાય એ તીક્ષ્ણ બુદ્ધિ, કુશળ દૃષ્ટિ અને સિદ્ધહસ્તતા વિના ક્યાંથી સંભવે? આ ચૈત્ય સ્થાપત્ય અને શિલ્પના દેવ વિશ્વકર્માને અર્પણ કર્યું છે એ પણ એની ખાસ વિશેષતા છે. એના જેવું બીજું ચૈત્ય હજુ સુધી જણાયું નથી. રાજર્ષિ અશોકની પણ પહેલાં શિલ્પીઓનાં મહાજન કે મંડળ હતાં અને એના દ્વારાજ તેઓ પોતાની સઘળી વ્યવસ્થા રાજતંત્રની દખલ-ગીરી સિવાય કરતા. આવા શિલ્પીઓએ પોતાના દેવના સ્મરણાર્થે આ ચૈત્ય બાંધ્યું છે. એમની મહાન પરિષદો આ

ચૈત્યના વિશાળ રંગમંડપમાં થઈ છે.* આ મંદિર સુથારોનું મહાન યાત્રા સ્થળ ગણાય છે. દરેક સુથાર તેને જીંદગીમાં ઓછાંમાં ઓછું એક વખત જોવાનો અભિલાષ રાખે છે, અને કેટલીક જ્ઞાતિઓમાં તો એના દર્શન વિના જનોઇ પણ ધારણ કરી શકાતી નથી. ખરેખર! આવું કળાધામ જોયા વિના સુથારની સાચી દિક્ષા શી રીતે પમાય ?

## અગીઆરમી ગુફા : દોથલ

દોથલ એટલે બે માળ. બે માળવાળી નામ છતાં આજે તો એ ગુફા ત્રણ માળની છે. પહેલાં એના બેજ માળ જણાયા હતા પણ છેલ્લા ખોદકામમાં તેનો ત્રીજો માળ મળી આવ્યો છે. એકજ ખડકમાંથી ત્રણ માળની ગુફા ભવ્ય સ્થંભો, મનોહર મૂર્તિઓ અને સીડીઓ સહીત કોરી કાઢવી એમાં કેટલું શીલ્પચાતુર્ય હશે તેનો ઘડીભર વિચાર કરો. આ ગુફાની રચના ઘણી જ સુંદર છે.

## બારમી ગુફાઃ તીનથલ

આ ગુફા અગીઆરમીની જેમ ત્રણ માળવાળી છે પણ વિશાળતામાં, સ્થંભોમાં અને મૂર્તિઓની સંખ્યામાં તેના કરતાં ચઢી જાય છે. બધી બૌદ્ધ ગુફાઓમાં આ ગુફા શ્રેષ્ઠ છે. તેના રંગમંડપમાં જ ૪૨ મોટા ચોરસ સ્થંભો ને ૧૦૩ જેટલી મૂર્તિઓ છે. ચૈત્યની બંને બાજુએ જે મૂર્તિઓ છે તે તરફ દૃષ્ટિ કરીએ. પહેલી દક્ષિણ બાજુ

* જુઓ ડો. હાવેલકૃત ‘ Note on Indian art ’ નામના પુસ્તકનું પાંચમું પ્રકરણ.

લઇએ: સહુથી પહેલાં ચમ્મરધારીઓથી યુક્ત ભગવાન બુદ્ધની સિંહાસનપર બેઠેલી શાંતિના સાગરસમી પ્રતિમા છે. સિંહાસનના મધ્ય ભાગ પર ચક્ર છે જે એમના જીવનનો મહાન ધાર્મિક વિજય સૂચવે છે. આગળ બે સુંદર હરણો છે જે દુર્ભાગ્યે તૂટી ગયાં છે. બનારસ પાસેનું મૃગદવ ઉદ્યાન જે ભગવાન બુદ્ધથી પુનઃ પુનઃ પવિત્ર થતું હતું તે તો આના પરથી સૂચિત નહિ થતું હોય! ઉત્તર તરફ ઉપદેશની મુદ્રામાં ભગવાન બુદ્ધની પ્રતિમા છે. એ ચમ્મરધારીઓની જગાએ ભગવાન બુદ્ધના જીવનના ત્રણ પ્રસંગો કોર્યા છે: ધ્યાનસ્થ બુદ્ધ, ગુરૂ બુદ્ધ અને નિર્વાણ પામતા બુદ્ધ. આ પ્રતિમાની એક બાજુ પર એક ઉંચી પિઠીકા છે તેના પર ધ્યાન મુદ્રાવાળી લગભગ એક સરખી સાત મૂર્તિઓ છે. તેમના પર જે બોધિવૃક્ષો કોતરવામાં આવ્યા છે તેમાં થોડો ફેર છે; બાકી બધી રીતે તે સરખી છે. આ મૂર્તિઓ સાત તથાગતની છે. અજન્તાની ૨૨ મી ગુફામાં પણ આવાં સાત તથાગતના ચિત્રો છે.

બૌદ્ધ માન્યતા પ્રમાણે અત્યંત લાંબા સમયના બનેલા કલ્પના અંતે એક કે વધારે બુદ્ધનો જગતના ઉદ્ધરાર્થે જન્મ થાય છે. તેમાંના પાંચ વર્તમાનકાળના બુદ્ધ નીચે પ્રમાણે છે: (૧) કકુચંડ (૨) કનક મુનિ (૩) કાશ્યપ (૪) ગૌતમ (૫) આર્યમૈત્રેય. આ પાંચે બુદ્ધનો આવિર્ભાવ પાંચ ધ્યાની બુદ્ધને આધારે છે જેમનો અનુક્રમ નીચે મુજબ છે: (૧) વિરોચન (૨) અક્ષોભય (૩) રત્નસંભવ (૪) અમિતાભ (૫) અમોઘસિદ્ધ. આ દરેક ધ્યાની બુદ્ધ પોતાની પાછળ એક

બોધિસત્ત્વને મૂકતા જાય છે. તેમના નામ સામન્તભદ્ર, વજ્રપાણિ, રત્નપાણિ, પદ્મપાણિ ને વિશ્વપાણિ છે.

ચૈત્યના દ્વાર આગળ બે સુંદર દ્વારપાળ છે. અંદર બુદ્ધની બેઠેલી મૂર્તિ છે. લોકો તેને શ્રી રામ તરીકે પૂજે છે. તેના હોઠ ને નાક ખંડિત થયા છે એટલે પ્લાસ્ટરના બનાવ્યા છે. આ મૂર્તિની એક બાજુ અવલોકિતેશ્વરની મૂર્તિ છે જેની ડાબી બાજુએ પુષ્પ, તરવાર વગેરે ધારણ કરેલી ચાર આકૃતિ છે. બુદ્ધ ભગવાનની મૂર્તિની ડાબી બાજુએ વજ્રપાણિ અત્યંત મનોહર અલંકારથી યુક્ત છે. તેની ડાબી બાજુએ પણ પુસ્તક, પુષ્પ વગેરે ધારણ કરતી ચાર આકૃતિઓ બતાવી છે. આ ઉપરાંત બીજું પણ ઘણું અભ્યાસ કરવા લાયક છે.

આ બધી ગુફાઓ જોતાં બૌદ્ધધર્મનો તે મધ્યાહ્ન-કાળ યાદ આવે છે. એક વખત આ ગુફાઓ શ્રમણવૃંદથી ભરપૂર હશે! તેમની વિશદ જ્ઞાનચર્ચાઓથી આ મંદિરની કળા સેંકડોગણી દીપી ઉઠતી હશે. તેમના સેવા ને સ્વાધ્યાયમગ્ન જીવન કમળના પરાગની જેમ બધા વાતાવરણને સુવાસિત કરતા હશે! દૂરદૂરથી આ મંદિરોની યાત્રા કરવા ભક્તવૃંદ આવતા હશે! આજે આ ગુફાઓમાંથી એ જીવન લુપ્ત થયું છે છતાં તેના અણુએ અણુમાં એ જીવનનું પ્રતિબિંબ છે. જાણે એ સાકાર થઇને વદતું ન હોય કે: ઓ માનવીઓ! કળાની સાચી સિદ્ધિ કરવી હોય તો અંતરના પડ ઉખાળો. અનન્ય આત્મશ્રદ્ધા ને અખંડ ઉપાસનાનું આલંબન ધરો. સર્વ કાંઈ એનાથી પ્રાપ્ત થશે.

# જૈન તથા શૈવ ધર્મનો ઇતિહાસ.

બ્રાહ્મણ ગુફાઓ બૌદ્ધ ગુફાઓથી ૪૦ વારના છેટેથી શરૂ થાય છે. તેનું કામ લગભગ સાતમા સૈકાથી શરૂ થઈ બારમા સૈકા સુધી ચાલ્યું છે. સ્થાપત્ય ને શિલ્પ બૌદ્ધ ગુફાઓ કરતાં અહીં ઘણાં જ વધારે વિકાસ પામેલાં જણાય છે.

બૌદ્ધ ધર્મની શરૂઆતથી સાતમા સૈકા સુધી તેનો જે ઇતિહાસ આપણે જોયો તેમાં થોડી બાબત ઉમેરી આગળની ગુફાઓ માટે ઐતિહાસિક સામગ્રી મેળવી લઇએ.

બુદ્ધ ભગવાનની પણ પહેલાં પાર્શ્વનાથથી જૈન ધર્મ પ્રચાર પામ્યો હતો ને તેમાં શ્રી મહાવીરે પોતાના અદ્ભુત ત્યાગ ને જ્ઞાનથી નવો વેગ આણ્યો હતો. બૌદ્ધ ધર્મની સાથે સાથે તે પણ જોર પર આવ્યો હતો ને આમ એ ધર્મના આક્રમણથી બ્રાહ્મણધર્મ છેક નિર્બળ બની ગયો હતો. એ સમયમાં જૈન ધર્મે ખુબ સ્તૂપો બાંધ્યા હતા, ને ગુફાઓ પણ કોરી હતી. ખડકમાંથી પ્રચંડ મૂર્તિઓ કોરવાનું તથા અત્યંત મનોહર જિનપ્રાસાદો બાંધવાનું કામ પાછળથી શરૂ કર્યું હતું. મથુરાનો સ્તૂપ, ખારવેલની તથા ધરસિંહની ગુફાઓ, શ્રાવણ બેલ્ગુલા, યેનુર તથા કારકલની પ્રચંડ મૂર્તિઓ અને શત્રુંજય, ગીરનાર, આબુ, રાણકપુર વગેરેના મંદિરો એ સમયની આજે પણ યાદ દેવડાવે છે.

સાતમા સૈકામાં બૌદ્ધધર્મનો અસ્ત થયા પછી

જૈનધર્મ દક્ષિણમાં જોર પર આવ્યો ને અનેક રાજાઓને તે પોતાના ધર્મમાં લઈ શક્યો. આ વખતે શૈવધર્મે પણ દક્ષિણમાં પ્રવેશ કર્યો ને તેના પ્રચારની તૈયારીઓ કરવા માંડી. કુમારિલ ભટ્ટ તથા શ્રી શંકરાચાર્યે જૈન ધર્મ સામે મોરચા માંડ્યા તેમાં કેટલાક અંશે તેઓ સફળ થયા. પછી ઇ. સ. ૧૧૧૯ માં દ્રાવિડ દેશમાં રામાનુજ આચાર્યનો જન્મ થયો ને તેમણે શંકરાચાર્યના સિદ્ધાંતો તથા જૈન-ધર્મનું ખંડન કરી વૈષ્ણવ ધર્મ પ્રચલિત કર્યો. આજ અરસામાં બસવ નામના બ્રાહ્મણે લિંગાયત પંથની સ્થાપના કરી ને જૈન રાજા બીજલને ભીમા નદીના કિનારે ઝેર દીધું. બીજા પણ ઘણાં ખુનખાર ધર્મયુદ્ધો થયાં ને તેમાં અંતે બારમા સૈકામાં શૈવધર્મ વિજયવંત થયો. આ કાળ-માં શૈવધર્મે દક્ષિણમાં ગુફામંદિરો કોર્યાં છે તથા મહાન મંદિરો બાંધ્યા છે, જેમાં ઇલુરાના ગુફામંદિરોનો સમાવેશ થાય છે.

બ્રાહ્મણની બધી ગુફાઓ મંદિર તરીકે જ કોરાયેલી છે ને તેમાં હિંદુધર્મની બે મહાન શાખા શૈવ તથા વૈષ્ણવ ધર્મના ઘણા ખરા દેવદેવીઓનાં મૂર્તિવિધાન છે. બૌદ્ધગુફાઓ કરતાં આ ગુફાઓ વધારે મોટી, વધારે ભવ્ય ને ઉચ્ચ જાતિના શિલ્પકામવાળી છે.

## તેરમી ગુફા :

૧૩ નંબરની ગુફા તદ્દન સાદો ઓરડો છે. એક વખત કદાચ તેનો ધર્મશાળા તરીકે ઉપયોગ થતો હશે. તે વટાવીને ચૌદમી ગુફા આગળ જવાય છે.

## ચૌદમી ગુફા: રાવણ–કા–કૈ

આ ગુફાની આગળ વિશાળ સ્થંભોવાળો રંગમંડપ છે.

મધ્યમાં મંદિર ને તેની આસપાસ પ્રદક્ષિણા કરવાની જગા છે. એની કુલ ઉંડાઇ ૮૫ ફીટ છે. અહીંના સ્થંભો ખુબ મોટા, છેડેથી ચોરસ ને ઉપરથી ગોળાકાર છે; એનાપર અત્યંત મનોહર ફૂલભાતો કોરેલી છે. આ સ્થંભોથી પડતા બંન્ને બાજુની દિવાલના ભાગમાં સુંદર શિલ્પકામ કરેલું છે; તેમાં દક્ષિણ તરફ મુખ્યત્વે શૈવધર્મના દેવદેવીઓ છે ને ઉત્તર તરફ વૈષ્ણવ ધર્મના દેવીદેવીઓ છે.

શૈવધર્મના મુખ્યદેવ શિવ છે જે જગતની ત્રિગુણાત્મક શક્તિમાંની સંહાર શક્તિનું રૂપક છે. શિવપુરાણ પ્રમાણે જગતનું તે આદિકારણ છે ને બ્રહ્મા, વિષ્ણુ પણ તેમનીજ સૃષ્ટિ છે. બ્રહ્માને તેમણે જગતની ઉત્પત્તિનું કાર્ય સોંપેલું છે ને વિષ્ણુને પાલન કરવાનું કાર્ય સોંપ્યું છે. પોતે સંહાર કરવાનું કામ રાખ્યું છે. એ સંહારક સ્વરૂપના ઘણા ભેદો ધીમે ધીમે કળામાં ઉતર્યા છે. તેમાંના કેટલાક નીચે મુજબ છે:—

કાલાન્તક, ગજાસુરસંહાર, કાલારિ, ત્રિપુરાન્તક શિવ, શરભેશ, શરભમૂર્તિ, બ્રહ્મશિરચ્છેદ મૂર્તિ, ભૈરવ, બટુક ભૈરવ, સ્વર્ણાકર્ષણ ભૈરવ, વીરભદ્ર, દક્ષબ્રહ્મસ્વરૂપ, જાલન્ધરહર, મલ્લારિશિવ, અષ્ટભૂજાધોર વગેરે. એ ઉપરાંત સુખાસનમાં બેઠેલા શિવજી, અનુગ્રહકર્ત્તા શિવજી, નટ્ટરાજ શિવજી, ગંગાધર શિવજી, સદાશિવ શિવજી વગેરેના પણ અનેક ભેદ પ્રભેદ છે.*

*વિશેષ માહિતી માટે જુઓઃ—

Elements of Hindu Iconography by T. A. Gopinathrao. Madras.

તેમનાં પત્ની પાર્વતીજી જે પ્રકૃતિનું સ્વરૂપ છે તેમના પણ અનેક સ્વરૂપો અસ્તિત્ત્વમાં આવ્યા છે. અંબા, કાલી, મહાકાલી, ભવાની, દુર્ગા, મહિષાસુરમર્દિની, વાઘેશ્વરી વગેરે. શિવજીને બે પુત્રો છેઃ એક ગણેશ અથવા ગજાનન અને બીજા કાર્તિકેય. તેમાં ગણેશ મંગળ ને રિદ્ધિસિદ્ધિના દાતા છે. તેમનું દરેક શુભપ્રસંગે સ્મરણ કરવામાં આવે છે. કાર્તિકેય સ્વામી શૂરવીર સેનાની છે ને યુદ્ધમાં જય અપાવનાર ગણાય છે.

વૈષ્ણુવધર્મમાં વિષ્ણુ ને તેમના પત્ની લક્ષ્મી આરાધ્ય દેવ છે. વિષ્ણુ ભગવાન જગતમાં જ્યારે અત્યંત પાપ વધી જાય છે ત્યારે તેનો ઉદ્ધાર કરવા અવતાર લે છે એમાં મુખ્ય અવતાર દસ છેઃ—

મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, નૃસિંહ, ગૌતમ ને કલ્કિ. અહીં શિવજી જેટલું આ દેવોનું મૂર્તિ વિધાન ખીલ્યું નથી. તેમાંના કેટલાકનાં તો એક જ જાતનાં રૂપ નજરે પડે છે. અલબત, જે કાંઈ તેમનું સ્વરૂપ ખડું કરવામાં આવ્યું છે તેમાં શિલ્પકારોએ પૂર્ણ કુશળતા વાપરી છે. દક્ષિણદિશાથી શરૂ કરીએ તો ગુફામાં નીચે પ્રમાણે મૂર્તિઓ જોઈ શકાય છે.

(૧) મહિષાસુરમર્દિની.

(૨) ચોપાટ રમતાં શિવપાર્વતી.

ગણપતિ વગેરે એ રમત જોતા શિવની પાછળ ઉભા છે. બે સ્ત્રીઓ પાર્વતીજીની પાછળ ઉભી છે. શિવ અને પાર્વતી વચ્ચે થોડે દૂર ભૃંગી પણ એ રમતમાં ભાગ લેતો જણાય છે. નીચે નંદિ તથા ૧૩ નાના ગણો છે. આ

દશ્યમાંની પાંચ આકૃતિઓનાં મુખ તો છેલ્લાં દસ વર્ષમાં જ નાશ પામ્યાં છે. કેટલી ખેદની વાત!!!

(૩) શિવજીનું તાંડવ નૃત્ય.

એમની એક બાજુ નગારાં ને શરણાઈવાળા ત્રણ ગણો છે. બીજી બાજુ પાર્વતી તથા બીજા બે ગણો છે જેમાંના એકને બિલાડીનું મોઢું છે. પાછળ ભૃંગી ઉભો છે. ઉપર ડાબી બાજુએ બ્રહ્મા ને વિષ્ણુ છે. જમણી બાજુએ ગજારૂઢ ઈંદ્ર, મેષારૂઢ અગ્નિ તથા બીજી બે આકૃતિઓ છે.

(૪) કૈલાસહરણ: લંકાપતિ મહામદોન્મત્ત રાવણ કૈલાસ ઉપાડવાનો પ્રયત્ન કરે છે. પાર્વતીજી ભયભીત થાય છે ને શિવજીને વળગી પડે છે. શિવજી પગથી કૈલાસ નીચે રાવણને દબાવે છે ને પોતાના કૃત્યનો પશ્ચાતાપ થતાં સુધી ત્યાં રાખે છે. દશમસ્તકવાળા ને વીશ ભુજાવાળા રાવણની આકૃતિ મનોરમ છે. શિવજીના ચાર ગણો તેને મારવાનો પ્રયત્ન કરે છે. બીજા પરિચારકો શિવ તથા પાર્વતીની પાછળ ઉભા છે.

(૫) ભૈરવ રૂપ શિવજી. એક વામનને પગ નીચે દબાવતાં શિવજી રૌદ્રસ્વરૂપ દર્શાવી રહ્યા છે. બે હાથથી તે ગજચર્મ વડે શરીરને ઢાંકે છે. બે હાથે ભાલો પકડી રત્નાસુરનો વધ કરે છે. પછીના એક હાથમાં તરવાર છે ને બીજા હાથમાં થાળ છે જેમાં તે રત્નાસુરનું રક્ત ઝીલે છે. જો એ રકત નીચે પડે તો દરેક ટીપામાંથી રાક્ષસ થાય એવી માન્યતા છે. પાછળ ગણપતિજી ઉભા છે.

પ્રદક્ષિણામાં પણ ખુબ સુંદર કળાવિધાન છે: શરૂઆ-

તમાં છાતીપર વીંછીને ધારણ કરતો કાળ છે. પછી કલિ છે. ત્યારબાદ એક નમન કરતી આકૃતિ છે. પછી મોદકપ્રિય ગણપતિજી મોદક ઉડાવતા બેઠા છે. પછી ચતુર્ભુજાવાળી ને હાથમાં બાળકવાળી સાત માતાઓ છે. તેઓ જુદા જુદા વાહન પર આરૂઢ છેઃ (૧) ચામુંડા ઘુવડ પર (૨) ઇંદ્રાણી હાથી પર (૩) વરાહી ભુંડપર (૪) લક્ષ્મી ગરૂડ પર (૫) કુમારી મયૂર પર (૬) મહેશ્વરી વૃષભપર અને (૭) બ્રાહ્મી અથવા સરસ્વતી હંસપર. અહીંથી આગળ જતાં હાથમાં ડમરૂને ત્રિશૂળ ધારણ કરેલા શિવ આવે છે.

ઉત્તર તરફનીદિવાલ પર નીચે પ્રમાણે શિલ્પકામ છેઃ—

(૧) ભવાની અથવા દુર્ગા. ચતુર્ભુજવાળી અને વાઘના માથે પગ મૂકીને ઉભી રહેલી છે. એક હાથમાં ત્રિશૂળ છે, બીજો હાથ ખંડિત થયેલો છે. (૨) વિષ્ણુપત્ની લક્ષ્મી કમલારૂઢ છે. બંને બાજુ હાથી છે જે પાસે ઉભેલી નાગકન્યાઓએ ધારણ કરેલા ઘડામાંથી અભિષેક કરે છે. (૩) વરાહ અવતાર. વરાહરૂપે પૃથ્વીનો ઉદ્ધાર કરતા વિષ્ણુ પોતાના દાંત ઉપર પૃથ્વીને ઝીલે છે. પગ નીચે શેષનાગ છે. આકૃતિ સુંદર છે. (૪) વૈકુંઠવાસી વિષ્ણુ. વિષ્ણુની ચતુર્ભુજ આકૃતિ વૈકુંઠમાં બેઠેલી હોય તેવું દર્શાવ્યું છે. લક્ષ્મી અને સીતાજી પાસે બેઠેલાં છે. પાછળ ચમ્મરધારી ચાર પરિચારક છે. નીચે ગરૂડ છે. કેટલાએ ગાંધર્વો અહીં નૃત્ય તથા વાદ્ય કરતા બતાવ્યા છે. (૫) વિષ્ણુલક્ષ્મી. એક તોરણની નીચે વિષ્ણુ તથા લક્ષ્મી પલંગપર બેઠેલાં છે. પરિચારકો પાછળ ઉભા છે. નીચે સાત વામનજી છે જેમાંના ચારના હાથમાં સંગીતનાં સાધન છે.

મંદિરની આગળના ભાગમાં બે ખુબ મોટા દ્વારપાળ અને સંખ્યાબંધ સ્ત્રીઓ તથા ગાંધર્વો ને વૃકોદર કોરેલાં છે. આગળના ચોકમાં ચાર ખાડા છે. જે અગ્નિકુંડ છે.

આ ગુફા જોતાં તેના શિલ્પકારો માટે અત્યંત માન થાય છે. તેમની નિર્મળ ને ભાવગ્રાહી દૃષ્ટિ, વિશાળ ને ગગનગામી કલ્પના તથા શિલ્પકળાનું અદ્ભુત ચાતુર્ય આ મૂર્તિઓ સરજી શકયું છે. તેમણે પત્થરનાં પુતળાઓ કોરીએ છીએ એવો વિચાર નહિ કરતાં સજીવ સૃષ્ટિ રચીએ છીએ એવોજ વિચાર મન સમક્ષ રાખેલો છે ને એથી દરેકમાં તાદૃશ્યતા તથા લાવણ્ય ઉતારી શકયા છે. તેઓએ વારસાગત આવેલી કળા ઉપરાંત શિલ્પશાસ્ત્રનું પણ ઉંડુ અધ્યયન કર્યું હશે કારણ કે બધી મૂર્તિઓ શિલ્પશાસ્ત્રના નિયમાનુસાર જ રચેલી છે.

## પંદરમી ગુફા : દશાવતાર

આ ગુફા એકજ ખડકમાંથી બે માળવાળી કોરી કાઢી છે. થોડાં પગથીઆં ચડતાં નીચેના માળમાં અવાય છે. ૧૪ મહાન સ્થંભોથી આ વિશાળ મંડપની રચના કરી છે, જેની લંબાઈ ૯૫ ફીટ છે. રંગ મંડપની ઉત્તર દિશા તરફ અંદરના ભાગમાંથી સીડી કોરેલી છે, જ્યાંથી ચડીને ઉતરતાં ૧૧ ગોખલાઓ આવે છે. એ ઉંચાઇ ૨ ફીટ જેટલી છે. તેમાં નીચે પ્રમાણે શિલ્પકામ જણાય છે. (૧) ગણપતિ (૨) શિવજીના ઢીંચણ પર બેઠેલાં પાર્વતી (૩) સૂર્ય; બન્ને હાથમાં કમળને પાછળ પરિચારકો (૪) શિવ અને પાર્વતી લઘુ ગણપતિજી સાથે નંદિપર બેઠેલાં. નીચે

ગરુડારૂઢ વિષ્ણુ. (૫) મહિષાસુરમર્દિની (૬) અર્ધનારીશ્વર (૭) ભવાની (૮) ગણપતિ (૯) ઉમાનું તપ (૧૦) અર્ધ-નારીશ્વર ( ૧૧ ) કાલિ અથવા ભવાની. અહીંથી ઉપર ચડતાં ૯૫ ફીટ પહોળો ને ૧૦૯ ફીટ ઉંડો ૪૨ સ્થંભોવાળો મંડપ આવે છે. અહીંના સ્થંભો ઉપર ખુબ સુંદર પત્રપુષ્પની ભાતો છે. રંગમંડ-પની બહાર બે મહાન શૈવ દ્વારપાળો છે. છેલ્લી ગુફાની જેમ અહીં પણ એક બીજુએ શૈવ ને બીજી બાજુએ વૈષ્ણવ ધર્મની મૂર્તિઓ કોરેલી છે, જેમાંની કેટલીક તો અત્યંત વેગવાળી ને ભાવમય છે. ઉત્તર તરફની દિવાલથી શરૂ કરતાં સહુથી પહેલાં શિવનું ભૈરવ સ્વરૂપ આવે છે. છેલ્લી ગુફા કરતાં આ રૂપ વધારે અસરકારક છે. રૌદ્રભાવની મૂર્તિ સમા શિવજી, તેમના હાથનો વેગ, ગળામાં રૂંઢની માળા, હાથમાંનું ત્રિશૂળ, રત્નાસુર ને પકડવો, ઉપર ઘુવડની આ દૃશ્ય જોવાની હોંશ, નીચે કલિ વગેરેની રક્તપાન માટેની માગણી, એક ઘણાજ ભયંકર દૃશ્યને આબેહુબ ખડું કરે છે. બીજામાં તાંડવ કરતાં શિવજી, ત્રીજામાં યજ્ઞ વેદી, ચોથામાં ચોપાટ રમતાં શિવ-પાર્વતી અને પાંચમામાં શિવપાર્વતીનાં લગ્નનું દૃશ્ય છે. જેમાં ત્રિમુખ બ્રહ્મા બેઠા બેઠા લગ્નના મંત્રોનો ઉચ્ચાર કરે છે. બીજા દેવો જુદા જુદા વાહન પર આરૂઢ થઈને એ દૃશ્ય નિહાળે છે. છઠ્ઠામાં કૈલાસ ઉપાડતા રાવણનું દૃશ્ય છે. મંદિરની પાછળની પ્રદક્ષિણામાં માર્કંડેયને બચાવતા શિવજી છે. સામે એટલે મંદિરની પાછલી ભીંતપર ગણપતિ તથા પાર્વતી તથા સિંહ વગેરેની આકૃતિઓ ખુબ વેગમય છે. મંદિરની

અંદરનું શિવલિંગ ખંડિત થયેલું છે. તેની આગલી દિવાલ પર લક્ષ્મી અને વિષ્ણુ છે. મંદિરની પ્રદક્ષિણાની દક્ષિણ તરફ શિવની શક્તિ બતાવતું એક દશ્ય કોરેલું છે. લિંગમાંથી અગ્નિ પ્રગટી રહ્યો છે. શિવ પોતે અંદર છે. નીચે વિષ્ણુ વરાહ અવતારે એ લિંગનો પાર પામવા જમીન ખોદે છે. પણ તેમાં નિષ્ફળ નિવડે છે એટલે શિવજીને હાથ જોડી પ્રાર્થના કરે છે. બીજી બાજુ બ્રહ્મા એ લિંગનો પાર પામવા હંસરૂપે ઉપર ચડે છે, અને તે પણ નિષ્ફળ થતાં શંકરની સ્તુતિ કરે છે. શિવજી ત્રણે દેવોમાં વધારે બળવાન છે એવું બતાવવાનો આ પ્રયત્ન છે. અહીં બીજું દશ્ય તારકાસુર વધ માટે જતા શિવજીના પ્રયાણનું છે. સૂર્યના રથપર આરૂઢ થઈ ચાર વેદને ચાર ઘોડા બનાવી, બ્રહ્માને સારથિ બનાવી શિવજી પ્રયાણ કરે છે. દક્ષિણ દિશાની દિવાલ તરફ પ્રથમ ગોવર્ધનધારી વિષ્ણુ વ્રજવાસીઓની રક્ષા કરતા જણાય છે. પછી શેષશાયી નારાયણ છે. શેષનાગને એક મનુષ્યનું મોઢું ને પાંચ ફણા છે. નાભિમાંથી કમળ નીકળે છે ને ઉપર બ્રહ્મા બેઠા છે. લક્ષ્મીજી ચરણ તળાંસે છે નીચે સાત આકૃતિઓ બીજી પણ ઉભી છે. ત્રીજું દશ્ય ગરુડારૂઢ વિષ્ણુનું છે. ચોથા દશ્યમાં વેદી છે જેની આગળ એક પડદો કોરી કાઢયો છે. પાંચમું દશ્ય વરાહ વિષ્ણુનું છે. છઠ્ઠું વામન સ્વરૂપનું છે જે બલિરાજાના દર્પનું ખંડન કરે છે. સાતમું દશ્ય નૃસિંહાવતારનું છે.

બન્ને બાજુના બહારના સ્થંભોપર પ્રચંડ શૈવ

દ્વારપાળ છે. દશાવતાર નામ પ્રમાણે દશે અવતાર જો કે અહીં કોરેલા નથી તો પણ તેનું પ્રાધાન્ય હોવાથી એ નામ મળ્યું લાગે છે.

## ગુફા સોળમી : કૈલાસ અથવા રંગમહાલ.

કૈલાસ અથવા રંગમહાલના નામથી ઓળખાતી આ ગુફા જગતભરના ખડકમાંથી કોરેલા સ્થાપત્યમાં અગ્રસ્થાને વિરાજે છે. એનું પ્રથમ દર્શન જ અતિભવ્ય છે. તેની સમીપ આવતાં કોઇ બાંધેલા મહાન મંદિરના ગોપુરમ આગળ આવ્યા હોઇએ તેવું જણાય છે. અને ખરેખર છે પણ એમ જ કે પટ્ટડકલનું બાંધેલું મંદિર શિલ્પસમૃદ્ધિની વિશેષતા સહિત મોટા પાયાપર અહીં એક જ ખડકમાં ઉતાર્યું છે. ઇલુરાની ચંદ્રાકાર ટેકરીની બરાબર મધ્યમાં જ એનું સ્થાન છે. વર્ષાઋતુમાં આ જગાએથી પડતો જળધોધ જાણે હિમગિરિમાંથી જાહ્નવી પડતી હોય તેવો લાગે છે, અને ભાવિક શૈવ યત્રાળુઓ એવું માની અહીં સ્નાન કરે છે.

ગોપુરમમાં પ્રવેશ કરતાં જ સામે પાષાણનો પડદો છે જેના પર શિવ અને વિષ્ણુની પ્રચંડ મૂર્તિઓ કોરી કાઢેલી છે એ પડદામાંથી પસાર થતા કમળારૂઢ લક્ષ્મીજીની પ્રચંડ મૂર્તિ નજરે પડે છે અને ચારે બાજુ દૃષ્ટિ કરતાં અદ્‌ભુત, અદ્‌ભુત, અદ્‌ભુત એવા ઉદ્‌ગારો મુખમાંથી નીકળી પડે છે. અંદરનું કામ જોતાં કલ્પના પણ ઘડીભાર સ્થંભી જાય છે અને મન ભવ્યતામાં નિમગ્ન થાય છે. એકજ ખડક ૨૭૬ ફીટ લાંબોને ૧૫૪ ફીટ પહોળો કોરી કાઢયો છે, જેની પાછળના ભાગની ઉંચાઈ ૧૦૭ ફીટ થાય છે. મધ્યમાં ૧૬૪×૧૦૯ ફીટની પીઠિકા પર ૯૬ ફીટની ઉંચાઈ વાળું

બે માળનું મંદિર કોરેલું છે. મંદિરની ત્રણે બાજુ વિશાળ ચોક છોડી દિવાલોની ગરજ સારતા ખડકો પણ બેથી ત્રણ માળ સુધી કોરી કાઢ્યા છે; જે રાજમાર્ગ પર ઉભેલી મંદિરોની હારમાળાનું અનુપમ દૃશ્ય રજુ કરે છે. પ્રથમ મુખ્ય મંદિર તરફ પગલાં ભરતાં બન્ને બાજુ કોરેલા પ્રચંડ હાથીના અવશેષ નજરે પડે છે. અહીંથી શિવજીના વાહન નંદિના ખંડમાં દાખલ થવાય છે. એના બે માળ છે. આ ખંડનું જોડાણ એક પૂલથી મુખ્ય રંગમંડપ સાથે થએલું છે. પુલની બન્ને બાજુ કીર્તિ સ્થંભસમા ધ્વજદંડ છે જેના શિરોભાગ પર શિવજીના ત્રણ ગુણ વ્યક્ત કરતું ત્રિશુળ છે. એની કુલ ઉંચાઈ ૪૯ ફીટ છે.

પૂલની નિચે શિવજીનાં બે મહાન સ્વરૂપ અદ્ભુત ચાતુર્યને બતાવી રહ્યા છે. કાળભૈરવ શિવની ક્રોધપૂર્ણ આંખો ને મુખનો ભાવ જાણે હમણાંજ સૃષ્ટિનો સંહાર કરશે એમ જણાય છે. પાસેજ માયાયોગી શિવ અનેક મુનિ અને દેવોના ભક્તવૃંદ સહિત બુધ્ધ ભગવાનના જેવું ધ્યાન લગાવે છે.

મંદિરની પીઠિકા ૨૭ ફીટ ઉંચી છે જેના પર ક્રીડા કરતાં અનેક હાથીઓની હારમાળા છે. તેઓ જાણે પોતાની પીઠ પર આ મહાન દેવની અંબાડી ધારણ કરી રહ્યા હોય એવું લાગે છે. કોઈ પોતાની સૂંઢ બીજાની સૂંઢમાં ભેરવે છે, કોઈ સૂંઢ વડે બીજાને ખવરાવે છે, તો કોઈ શાર્દૂલને દબાવે છે. એ બધાનો વેગ ને તાદૃશ્યપણું જોતાં તેમાં જીવ આવવાનો જ બાકી હોય એવું જણાય છે. આ હારમાળા પીઠિકાની ચારે બાજુ ચાલી જાય છે.

એમાં ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમના ભાગમાંજ સ્ખલના થાય છે. દક્ષિણના ભાગમાં મૂળમંદિરના છજાથી સામેની ગુફાઓ સુધી પૂલ હતો તે હાલ તુટી ગયો છે. એની નીચે કૈલાસ ઉપાડતાં રાવણનો કથાપ્રસંગ પૂર્ણ દક્ષતાથી કોરેલો છે.

નંદીના ધામમાંથી વિશાળ રંગ મંડપમાં દાખલ થવાય છે. તેના પશ્ચિમ ભાગમાં ગર્ભાગાર છે જેમાં શિવજીનું લિંગ છે. તેની અંદર કરેલું શ્વેત ચૂનાનું પ્લાસ્ટર જાણે તેમના પવિત્ર નિવાસસ્થાન કૈલાસની ધવલતા જ ન સૂચવતું હોય તેમ લાગે છે! આ મંદિરનું વિમાન માલાપુરના મંદિરની જેમ પાંચમાળનું બનેલું છે. અંતરાલ ભાગ ખુબ શિલ્પથી સુશોભિત છે. મુખ્ય મંદિરની ઉપરના ભાગમાં ચારે બાજુએ તથા તદ્દન પાછળ એમ કુલ પાંચ ગોખ નજરે પડે છે. હાલ તો તે ખાલી છે. પરંતુ પહેલાં તેમાં ઉત્તર દિશાએ બુધ્ધિ ને રિધ્ધિસિધ્ધિના દાતા ગણેશ, ઈશાન દિશામાં સૃષ્ટિના સંહારક રૂદ્ર અથવા ભૈરવ, પૂર્વ દિશામાં શક્તિ સ્વરૂપ પાર્વતીજી, અગ્નિ ખુણામાં અમૃતસંજ્ઞચંદ્ર ને દક્ષિણ દિશામાં સાત માતાઓ હતી.

શિવના નિવાસસ્થાન હિમાલયમાંથી નિકળતી બે મહાન સરિતાઓ દ્વારપાળના રૂપે આહીં ઉભેલી છે. ગંગાનું વાહન મકર છે. યમુનાનું વાહન કૂર્મ છે.

સ્થંભોની હારમાળા મુખ્ય મંદિરને વિંટાઇ વળે છે તેની વચ્ચે શૈવ તથા વૈશ્ણવ ધર્મની અનેક દેવદેવીઓનાં સ્વરૂપ ભાવપૂર્ણ કોરી કાઢયાં છે. દક્ષિણ તરફથી શરૂ કરી

પૂર્વ ને ઉત્તર દિશામાં જઈએ તો તેમાં નીચે પ્રમાણે મૂર્તિવિધાન નજરે પડે છે.

દક્ષિણ દિશામાં બાર ભાગ પાડેલા છે. તે નીચે મુજબઃ

(૧) અન્નપૂર્ણા—એના એક હાથમાં જળકલશ છે. બીજા હાથમાં માળા છે. ત્રીજા હાથમાં પુષ્પનો કોશ છે. ચોથા હાથથી જટા બાંધે છે. (૨) શિવ–બાલાજી રૂપે ઓળખાતી આ શિવની મૂર્તિ વાસ્તવિક વિષ્ણુની છે. ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા, ને પદ્મ છે. (૩) ચતુર્ભુજ વિષ્ણુ–કાલિનાગને નાથે છે. (૪) વરાહ–પૃથ્વીને ધારણ કરે છે. પગની નીચે સર્પ છે. (૫) ગરૂડારૂઢ વિષ્ણુ. (૬) વામનરૂપ વિષ્ણુ–૭ ભુજાવાળા છે. એક હાથમાં તલવાર, એક હાથમાં ઢાલ, બાકીના હાથમાં શંખ, ચક્ર, ગદા ને પદ્મ. પગ નીચે બલિને દબાવ્યો છે જે પોતાનું રત્નપૂર્ણ પાત્ર પકડી રહ્યો છે. (૭) ગોવર્ધનધારી વિષ્ણુ (૮) શેષશાયીનારાયણ (૯) નૃસિંહાવતાર વિષ્ણુ(૧૦)લિંગની ઉપાસના કરતો ભક્ત (૧૧) ચાતુર્ભુજ શિવ નંદિ સાથે (૧૨) અર્ધનારીશ્વર.

પૂર્વ તરફના ભાગના ૧૯ વિભાગ છે. જેમાં નીચે મુજબ કામ છે.

(૧) કાળભૈરવ સ્વરૂપે શિવ. શિવ પાસે સુંદર રીતે વાળ ઓળેલાં પાર્વતજી છે.

(૨) કપાળભૈરવ રૂપે શિવ. કમળમાંથી બ્હાર આવતા હોય તેમ જણાય છે. હાથમાં પાર્વતીજી છે.

(૩) નવયોગિનીભૈરવ રૂપે શિવ. ચાર હાથ છે. એકથી ત્રિશુળ પકડયું છે. બીજો પાર્વતીજીના માથે છે. બાકીના બેથી પાર્વતીજીના કુચ ગ્રહણ કર્યા છે.

(૪) સિદ્ધિયોગિનીભૈરવ રૂપે શિવ. ચાર હાથ છે. ડાબા હાથમાં ત્રિશુળ છે. ઉપર ગાંધર્વો ને નીચે ગણો છે.
(૫) બટુકભૈરવ રૂપે શિવ. એક લંગોટી જ ધારણ કરેલી છે. ત્રિશુળ ખભે મૂકેલું છે. એક હાથમાં ડમરૂ છે, બીજા હાથમાં ખપ્પર છે, પાર્વતીજી આગળ ઉભા છે.
(૬) ભૂપાળભૈરવ રૂપે શિવ. ચાર હાથ છે ડાબા હાથમાં ત્રિશુળ છે. વામન ઉપર નાચ કરી રહ્યા છે.
(૭) ભૈરવ રૂપે શિવ. એક બાજુ નંદિ છે, બીજી બાજુ પાર્વતી છે. એક હાથમાં ત્રિશુળ છે. બીજા હાથમાં નાગ છે.
(૮) મહાદેવ રૂપે શિવ. ચાર ભુજા છે, નંદિ અહીં બેઠેલો છે.
(૯) બ્રહ્મા—હંસારૂઢ છે. તેમને ત્રણ મુખ ને ચાર હાથ છે. એક હાથમાં જળપાત્ર ને બીજા હાથમાં જપમાળા છે.
(૧૦) શિવ. નાગ અને નંદિ સાથે છે.
(૧૧)............(૧૨) એ જ શિવ ત્રિશુળ, નંદિ અને પૂજા કરતા ભક્ત સાથે બતાવ્યા છે.
(૧૩) ગંગાધર શિવ. જટામાં સર્પ વીંટેલ છે. ઉપરથી જાહ્નવી નીચે પડે છે. ઉપર ગાંધર્વો છે. એક બાજુ પાર્વતી છે, બીજી બાજુ હાથી છે તેના પર બ્રહ્મા જેવી આકૃતિ છે.
(૧૪) લિંગદર્શન. લિંગમાંથી જ્યોતિ નીકળે છે. એક બાજુ વરાહ રૂપે વિષ્ણુ છે. બીજી બાજુ હંસરૂપે બ્રહ્મા છે. આખું દૃશ્ય દશાવતાર ગુફાના જેવું જ છે.
(૧૫) શિવ—ચાર ભુજાવાળા છે. હાથમાં ડમરૂ, ગદા ને ઘંટ છે.
(૧૬) શિવ અને પાર્વતી બેઠેલાં છે. નીચે નંદિ છે.
(૧૭) સદાશિવ—ત્રિપુરાસુરનો વધ કરવા જાય છે. ૭ હાથ છે. બ્રહ્મા પણ ૭ હાથ વાળા છે તે સારથિનું કામ કરે છે.

(૧૮) વીરભદ્ર રૂપે શિવ. ૭ ભુજાવાળા છે. ત્રિશુળ, ડમરૂ ને ખપ્પર હાથમાં છે; તેમાં રત્નાસુરનું રક્ત ઝીલે છે.
(૧૯) શિવપાર્વતીનાં લગ્ન. શિવની ડાબી બાજુએ પાર્વતી છે એક હાથમાં ફુલની માળ છે અને બીજો હાથ પાર્વતીના હાથ સાથે મીલાવેલો છે.

પશ્ચિમ તરફનો ભાગ જે ૧૨૦ ફીટ લાંબો છે તેમાં બાર ભાગ છે.

(૧) શિવ માર્કંડેય ઋષિની યમથી રક્ષા કરતા જણાય છે.
(૨) શિવ અને ભક્તો. કદાચ કિરાતાર્જુનીયનો આ પ્રસંગ હશે કારણ કે ભક્તના હાથમાં ધનુષ્ય, ગદા ને સાપ છે.
(૩) ચોપાટ રમતાં શિવ અને પાર્વતી. નીચે નંદિ તથા અગીઆર ગણો છે.
(૪) શિવ ને પાર્વતી બેઠેલાં છે. નીચે નારદજી વીણા વગાડે છે.
(૫) કૈલાસ હરણ. પાર્વતીજીના હાથના શિવના હાથ સાથે આંકડા ભીડેલા છે. નીચે રાવણ વગેરેની આકૃતિ ખોદવાનો વિચાર હશે પણ કામ બધું અધુરૂ રહ્યું લાગે છે.
(૬) મચકુંદ ઋષિ. ખભે કોથળો નાખેલો છે.
(૭) શિવને પાર્વતી સામસામાં બેઠા છે. શિવ કથા કહે છે ને પાર્વતીજી સાંભળે છે.

૮ થી ૧૨ શિવ અને પાર્વતીનાં થોડા ફેરફાર સાથેનાં દશ્યો છે.

શિવની આટલી બધી સુરેખ અને ભાવવાહી આકૃતિઓએ શિલ્પકામમાં શૈવધર્મનો ડંકો વગાડયો છે.

આ મંદિરના છજાઓમાં ચિત્રકામના થોડા થોડા અવશેષો જણાય છે. એના પરથી અત્યંત સુંદર ચિત્રકામ

એક વખત આખાએ મંદિરમાં હશે એવું અનુમાન થાય છે. સુવર્ણ સાથે સુગંધ મળે તેમ એ રંગોની મનોહર હલકથી આ પુતળાંઓ જાણે સાચાંજ હોય તેવો ભાસ આપતાં હશે.

મુખ્ય મંદિરથી દક્ષિણ દિશાએ નીચે ઉતરતાં એક ગુફામાં વાઘેશ્વરી, પાર્વતી, વૈશ્નવી, કાર્તિકયી વગેરે દેવીઓની મૂર્તિઓ છે. આ ગુફાનો ઉપયોગ યજ્ઞશાળા તરીકે થતો હશે એમ જણાય છે.

આ મંદિર બંધાવવાની શરૂઆત રાષ્ટ્રકુટ વંશના રાજા કૃષ્ણ પહેલાએ ઇ. સ. ૭૬૦ માં કરી હતી. દક્ષિણમાં પોતાને મળેલી સર્વોપરી સત્તામાં તે પોતાના ઇષ્ટદેવ શિવજીનો જ હાથ જોતો હતો અને એથી એમના પ્રત્યેની ભકિત આ મંદિરના નિર્માણથી તેણે વ્યક્ત કરી. આ મંદિર કયારે પૂરૂં થયું હશે તેનો ઇતિહાસમાં ઉલ્લેખ નથી પણ ઓછામાં ઓછું ત્રણ સૈકા ચાલ્યું છે.

આ મંદિરની ઉત્તર તરફ જે મંદિરની હારમાળા જેવું જણાય છે તે લંકેશ્વરને નામે ઓળખાય છે. તે ૭૫ ફીટ લાંબુ ને ૫૦ ફીટ પહોળું છે. તેની અંદરના સ્થંભો પણ ખુબ સુંદર ને શૈવધર્મ તથા વૈષ્ણવધર્મના દેવદેવીઓથી ભરપૂર છે. એમાં ગોપુરમ્ (વાયવ્ય ખુણામાં) પાસેના ભાગમાં નગાધિરાજ હિમાલયમાંથી નીકળતી પવિત્ર નદીઓનાં મૂર્તિવિધાન છે. મધ્યમાં ગંગા મકરપર, તેની જમણી બાજુ સરસ્વતી કમળપર, અને ડાબી બાજુ યમુના કૂર્મપર છે. બીજી પણ આર્યાવર્ત્તને ફળદ્રૂપ બનાવનારી સાત નદીઓ જુદી જુદી સંજ્ઞાથી કોરેલી છે.

આ લંકેશ્વરની તદ્દન સામે એટલે મંદિરની દક્ષિણ બાજુએ પણ ગુફાઓ કોરેલી છે જે ત્રણ માળની છે. પણ

જેમ મિષ્ટાન્ન જમ્યા પછી સુકો રોટલો ભાવે નહિ તેમ કૈલાસરાજ જોયા પછી તે ખાસ ધ્યાન ખેંચતી નથી.

લંકેશ્વર વગેરેનો ભાગ સૌથી છેલ્લો કોરાયો છે. આ મંદિર નિર્માણ થયું ત્યારથી અનેક શિલ્પીઓએ એમાંથી પ્રેરણા લીધી છે અને દક્ષિણનાં ભવ્ય મંદિરો નિર્માણ કર્યા છે. તેરમા સૈકાસુધી તેનો પૂરેપૂરો મધ્યાહ્ન રહ્યા પછી ઇસ્લામની ઝનુની તલવાર એના પર ફરી વળી છે ને તેની અત્યુત્તમ શિલ્પકળાને ખંડિત કરી છે. તેના ધર્મઘેલા ઝનુની સિપાઇઓને કદાચ પત્થરની નિર્દોષ મૂર્તિઓને ખંડિત કરવામાં આનંદ આવ્યો હશે, પણ એક સુંદર કલાકૃતિને નષ્ટ કરીએ છીએ એવો ખ્યાલ પણ નહિં આવ્યો હોય!

આ મંદિરમાંથી કોઇ રસિકને બહાર નીકળવાનું ગમતું નથી. બીજી ગુફાઓ જોવાના મોહે આ ગુફાનાં છેલ્લાં દર્શન કરી તે બહાર નીકળે છે અને તેની બહાર આવેલા ટાંકામાંથી પાણી પીઇ આગળ વધે છે.

કૈલાસ જોયા પછી બીજી ગુફાઓ બહુ અસર કરતી નથી જો કે તેમાં પણ ઘણું જોવા જેવું છે. રામેશ્વર ગુફાના સ્થંભો ને તેના પરના મનુષ્યાકૃતિથી યુક્ત ખુણાઓ ખાસ ધ્યાન ખેંચે છે. એમ કરતાં ઓગણત્રીસમી ગુફા ડુમરલેના આવે છે. આ ગુફાએ એલીફન્ટા અથવા ધારા-પુરીની ગુફાઓને મળતી છે, પરંતુ તેના કરતાં વધારે સુંદર છે. એનો વચલો મંડપ ૧૪૮ ફીટ પહોળો ૧૪૯ ફીટ ઉંડો ને ૧૭ ફીટ ને ૮ ઇંચ ઉંચો છે. આ મંડપમાં દાખલ થતાં બે પ્રચંડ સિંહ નજરે પડે છે. જેમણે પોતાના પંઝામાં હાથીને દબાવેલા છે. રંગમંડપમાં ૨૬ પ્રચંડ સ્તંભો છે.

ને તેની આગળ નંદિ માટેની જગા છે. મંડપની ત્રણે દિશાઓમાં સુંદર શિલ્પકામ છે. એનો વિષય કૈલાસ ઉપાડતો રાવણ, ચોપાટ રમતાં શિવ–પાર્વતી, શિવ પાર્વતીનાં લગ્ન ને માયાયોગી શિવ તથા ભૈરવસ્વરૂપ શિવ છે. એક પ્રચંડ સ્ત્રીની મૂર્તિ અહીં નજરે પડે છે. એના માથે ચાર દેવો છે. નીચે ત્રણ સ્ત્રીઓ છે. થોડા હંસ એના ચીર ખેંચે છે. એનો વિષય બરાબર સમજાતો નથી.

આ ગુફાઓ જોતાં ભારતવર્ષનો એ કળાયુગ નજર સમક્ષ તરી રહે છે ને તેની કળાને માટે અત્યંત માન ઉત્પન્ન થાય છે.

## જૈન ગુફાઓ

જૈનગુફાઓનો સમૂહ બ્રાહ્મણ ગુફાઓથી દૂર પડી ગયો છે. એમાં ૩૩ મી ગુફા ઈંદ્રસભા ને ૩૪ મી ગુફા પાર્શ્વનાથ ઘણીજ સુંદર છે. ૩૧ મી છોટા કૈલાસ નામની ગુફાનું ખોદકામ પૂરૂં થયું નથી એટલે કેવી છે તે જાણી શકાતું નથી.

આ ગુફાઓ પાસે બીજી પણ કેટલીક ગુફાઓ છે જે તદ્દન નાશ પામેલી જણાય છે. જૈન ગુફાઓની સંખ્યા બધા પરિસ્થિતિનો વિચાર કરતાં ઓછી ન હોય એ ચોક્કસ છે. હાલતો જે કાંઈ છે તેનાથી સંતોષ માનવાનો છે. આ બધી ગુફાઓ મંદિર તરીકે કોરાયલી છે. જૈનોની બે શાખા પૈકીની દિગમ્બર શાખાનાં આ મંદિરો છે. તેમાંની મૂર્તિઓ વસ્ત્રાલંકારથી રહિત છે એ તીર્થંકરોના ઉત્કૃષ્ટ ત્યાગને સૂચવે છે.

જે ધર્મના અનુયાયીઓની સંખ્યા એક વખત ક્રોડોની હતી તે ધર્મમાં આજે ફક્ત પંદર લાખ છે. પણ

તેઓ સમૃધ્ધ ને બુધ્ધિશાળી હોવાથી પોતાના અનેક મંદિરો આજે પણ જાળવી રહ્યા છે. તેમની મૂર્તિઓ તથા મંદિરોનો અભ્યાસ કરવાને પૂરતાં સાધનો મળી શકે તેમ છે. જૈનધર્મમાં જિન એટલે રાગદ્વેષ જીતીને સંપૂર્ણ જ્ઞાન પામેલ મહાપુરુષની મૂર્તિ પૂજાને યોગ્ય ગણાય છે. એના બે ભેદ છેઃ એક સપરિકર અને બીજી અપરિકર. સપરિકર પ્રતિમા તીર્થંકરોની હોય છે, જેઓએ રાગદ્વેષ જીત્યા પછી ધર્મરૂપી તીર્થ (પ્રાણીઓને સંસારસમુદ્રમાંથી તરવાનો આરો) સ્થાપ્યું હોય છે. અપરિકર પ્રતિમા સિધ્ધની હોય છે જેઓ સકલ કર્મનો નાશ કરી ને કૃતકૃત્ય થયા છે. આ બે મૂર્તિઓનું વિધાન એક સરખું હોય છે. ફેરમાત્ર તેની આસપાસનો હોય છે. સપરિકરમાં આજુ-બાજુ ધ્યાનદશા ( કાયોત્સર્ગ )માં ઉભેલા છદ્મસ્થ જિન હોય છે. ઉપર ગાંધર્વાદિ હોય છે. અપરિકરમાં કેવળ મૂર્તિજ હોય છે. આ મૂર્તિઓનું સ્વરૂપ નીચે મુજબ છે. કપાળ ભવ્ય, નાસિકા ઉંચી, ચક્ષુઓ બંધ (શ્વેતામ્બરોમાં ઉપર ચોડેલી હોય છે) હોઠ બીડેલા ને શાંત, કાન ખભાને અડકેલા તથા બુટમાંથી ચીરાયેલા, મસ્તકની પાછળ ભામંડળ, શરીર વસ્ત્ર રહિત. ( શ્વેતામ્બર મૂર્તિઓમાં કમ્મરે કચ્છનું નિશાન હોય છે.) પગનું પદ્માસન એટલે જમણો પગ ડાબા પગ પર ચડાવેલ, તેના પર બંને હાથની હથેલીઓ, ડાબા હાથની નીચે, જમણા હાથની ઉપર. આ મૂર્તિ નીચે આસન હોય છે જે સિંહાસન કહેવાય છે. એની બંને બાજુ ચમ્મરધારીઓ હોય છે. સિંહાસનના મધ્યભાગમાં જે તીર્થંકરની મૂર્તિ હોય એનું ચિહ્ન હોય છે. જૈનો વર્તમાન કાળમાં આવા ચોવીશ

તીર્થંકરો થઈ ગયેલા માને છે, જેમાંના પહેલા ઋષભદેવ ને છેલ્લા મહાવીર છે. મૂર્તિઓને ઓળખવાના લંછન (ચિહ્ન) નીચે મુજબ છેઃ—

(૧) ઋષભદેવ............વૃષભ
(૨) અજિતનાથ...........હાથી
(૩) સંભવનાથ............ઘોડો
(૪) અભિનંદન............કપિ
(૫) સુમતિનાથ............ક્રૌંચ
(૬) પદ્મપ્રભુ..............પદ્મ
(૭) સુપાર્શ્વનાથ......સાથીઓ
(૮) ચંદ્રપ્રભુ...............ચંદ્ર
(૯) સુવિધિનાથ.........મગર
(૧૦) શીતળનાથ......શ્રીવત્સ (સાથીઓ)
(૧૧) શ્રેયાંસનાથ............ગેંડો
(૧૨) વાસુપૂજ્ય.........મહિષ
(૧૩) વિમળનાથ............સૂવર
(૧૪) અનંતનાથ.........શકરો (બાજ)
(૧૫) ધર્મનાથ...............વજ્ર
(૧૬) શાંતિનાથ............મૃગ
(૧૭) કુંથુનાથ............બોકડો
(૧૮) અરનાથ........નંદાવર્ત (સાથીઓ)
(૧૯) મલ્લિનાથ............કુંભ
(૨૦) મુનિસુવ્રત.........કચ્છપ (કાચબો)
(૨૧) નમિનાથ..... ...નીલકમળ
(૨૨) નેમનાથ............શંખ
(૨૩) પાર્શ્વનાથ............સાપ
(૨૪) મહાવીર સ્વામી......સિંહ

આ બધામાં કેવળ પાર્શ્વનાથને માથે નાગની ફણાઓ હોય છે જેની સંખ્યા હજાર સુધી હોય છે.

કૈવલ્યપદ પામ્યા સિવાયની બીજી મૂર્તિઓ પૂજ્ય નથી એટલે તીર્થંકરોની બીજી મુદ્રામાં પ્રતિમાઓ જણાતી નથી. પણ તે દરેક તીર્થંકરના ભક્ત એક યક્ષ ને યક્ષિણી હોય છે જેના અનેક પ્રકારના સ્વરૂપવાળી મૂર્તિઓ નિર્માણ થઈ છે. નિર્વાણકલિકા નામના ગ્રંથમાં એ બધાનું યથાર્થ વર્ણન આપેલું છે.

આ ઉપરાંત મહાવીરસ્વામીના પટ્ટશિષ્ય ગૌતમ તથા ઈંદ્ર–ઈંદ્રાણિ અને બાહુબલિ વગેરેની મૂર્તિઓ પણ રચાયેલી જણાય છે જે સહેલાઈથી ઓળખાય છે. ગૌતમસ્વામી પદ્માસન ઉપરથી, ઇંદ્ર–ઈંદ્રાણી તેમની બેસવાની રીત ઉપ-રથી તેમજ આસન ઉપરથી અને બાહુબલિ પોતાને વીંટાયેલી વેલોથી.

### ઇંદ્રસભા: ગુફા નં. ૩૩

આ ગુફા નાની છતાં અત્યંત મનોહર ને સુંદર કોતરણીવાળી છે. ઇલુરાની શ્રેષ્ઠ ગુફાઓમાં તેની ગણના થાય છે. અહીં ચિત્રના થોડા અવશેષ પણ નજરે પડે છે એટલે એક વખત તે બધી રીતે ખુબ સુશોભિત હશે. અહીં દેવલોકના રાજા ઇન્દ્ર તથા તેની પત્ની ઈંદ્રાણીનાં પુતળાં ઘણાંજ સુંદર છે. ઇન્દ્ર વડ નીચે હાથી પર બેઠેલ છે. ઇન્દ્રાણી આંબા નીચે સિંહ ઉપર બેઠેલી છે. તેમનાં પ્રમાણસર શરીર અને સુડોળ અવયવો એ મૂર્તિઓ જોયાજ કરવાની પ્રેરણા કરે છે. અહીંનું બધું કામ દ્રાવિડીઅન પદ્ધતિનું છે. સ્થંભો ઝીણી કોતરણીવાળા ને મનોહર છે.

આ ગુફામાં પાર્શ્વનાથ, પ્રભુ મહાવીર, શાંતિનાથ, ગૌતમ ને બાહુબલિની તથા બે દેવીઓની મૂર્તિઓ છે.

એક દેવીએ ડાબા હાથમાં વજ્ર પકડેલું છે. બીજી ને આઠ હાથ છે ને મયૂર પર બેઠેલી છે.

## પાર્શ્વનાથ ગુફા નં. ૩૪

આ ગુફામાં પાર્શ્વનાથની પ્રચંડમૂર્તિ મૂળ નાયક તરીકે છે જેના મસ્તકપર સાપની સાતફણાઓનું છત્ર છે. સામાન્ય રીતે પાર્શ્વનાથની બધી મૂર્તિઓમાં આવી ઓછીવત્તી ફણાનું છત્ર હોય છે તે તેમના જીવનનો એક અત્યંત ભાવમય પ્રસંગ સૂચવે છે. જ્યારે તેઓ છદ્મસ્થ અવસ્થા ( પૂર્ણજ્ઞાન થયા પહેલાંની સ્થિતિ ) માં એક સ્થળેથી બીજા સ્થળે ફરતા હતા ત્યારે એક દિવસ સાંજે એક તાપસના આશ્રમ પાસે આવ્યા. રાત્રે તેઓ ચાલતા નહિ, એટલે એક કૂવા પાસે એક વડ નીચે ધ્યાન લગાવીને ઉભા. આ વખતે તેમના પૂર્વભવના એક વૈરીને વેર વાળવા વિચાર થયો તેથી તેણે અનેક પ્રકારના ઉપસર્ગ કર્યા. સિંહ તથા હાથીના ભય બતાવ્યા, રીંછ તથા ચિત્તાના ભય બતાવ્યા, સાપ અને વીંછી કરડાવવાના પણ ભય બતાવ્યા. પણ એ કશાથી તે પોતાનું ધ્યાન ચૂક્યા નહિ. એટલે એ વૈરીએ—મેઘમાળીએ ભયંકર વરસાદનું તોફાન શરૂ કર્યું. આકાશમાં ઘનઘોર વાદળાં શરૂ થયાં. કાનને ફોડી નાખે તેવા વાદળાંનો ગડગડાટ થયો. આ તોફાનમાં ઝાડો ઉખડી પડયાં. પંખી, જાનવરો બિચારાં નાશભાગ કરવા મંડયાં. પણ ચારે બાજુ જળજળાકાર થતાં તે કયાં જાય? શ્રી પાર્શ્વનાથની ચારે બાજુ પાણી ફરીવળ્યાં. જોતજોતામાં તે ઢીંચણ સુધી આવ્યાં ને થોડીવારમાં કેડપર થઇને ગળાસુધી આવ્યાં. છેવટે નાક સુધી પાણી આવ્યું

પણ તે ધ્યાનમાંથી ડગ્યા નહિ. આ વખતે જેના પર પોતે ઉપકાર કર્યો હતો તેવા ધરણેન્દ્ર નામના નાગરાજને ખબર પડી. તેણે પોતાના ઉપકારનો બદલો વાળવા આ પ્રસંગે સેવા કરવી યોગ્ય ધારી. તેણે નાગનું સ્વરૂપ ધારણ કરી તેમના માથે ફણાનું છત્ર રચ્યું. ને બધો ઉપસર્ગ દૂર થતાં સુધી તે એજ હાલતમાં રહ્યો. જૈનશાસ્ત્રો કહે છે કે આ વખતે પણ શ્રી પાર્શ્વનાથનું મન તો ધ્યાનમાં જ મગ્ન હતું. તેમને મેઘમાળી તરફ ક્રોધ ન હતો કે ધરણેન્દ્ર તરફ રાગ ન હતો. સમભાવથી ભરપૂર મહાત્માઓનાં ચિત્ત એવાં જ હોય છે.

આ મૂર્તિના સિંહાસન નીચે લેખ છે જે ઈ. સ. ૧૨૩૪-૩૫ માં લખાયેલો છે. ડો. બુલ્હરે તેનું નીચે પ્રમાણે ભાષાંતર કર્યું છે:—

**Hail ! In the year 1156 of the famous Saka era in the year ( of the Brihaspati cycle ) called Jaya.**

**In Shri ( Vardhanapura ) was born Ranugi.........his son (was) Galugi, ( the latter's wife ) Svarna, (dear) to the world.**

**2 From those two sprang four sons, Chakresvara and the rest. Chakresvara was chief among them, excelling through the virtue of liberality.**

**3 He gave on the hill that is frequented by Charanas a monument of**

Parsvanath, and by (this act of) liberality (he made) an oblation of his Karma.*

4 Many huge images of the Lordly Jinas he made, and converted the Charanadri thereby into a holy tirtha just as Bharata (made) mount Kailas (a tirth.)

5 The unique image of faith, of firm and pure convictions, kind, constant to his faithful wife, resembling to the tree of paradise (in liberality), Chakresvara becomes a protector of the pure faith, Vasudeva. Quod *felik faustumque sit* ! Phalguna 3, wednesday.

બીજી પણ આ મંદિરમાં ઘણી મૂર્તિઓ છે જે જોતાં સંસારનાં આધિ, વ્યાધિ, ઉપાધિથી તપેલાં મન શાંત થાય છે.

પ્રિય વાંચક ! આ શિલ્પધામના દર્શનનો લાભ ગમે તે ભોગે પણ જીંદગીમાં એક વખત લેવો જોઇએ એમ તને નથી લાગતું ?



* i. e., destroyed his Karma, which bound him to the Samsar.

## દશમો દિવસ : (ચાલુ) 

ગુફાઓ જોઇને પાછા વળતાં એક સફેદ વિશાળ મકરબા જેવા મકાને ધ્યાન ખેંચ્યું. જર્રીન જરબક્ષ નામના એક ઓલીઆની એ દરગાહ હતી. બીજી પણ નાની મોટી કેટલીક દરગાહો હતી. એકંદરે સ્થળ ખુબ શાંતિમય ને સ્વચ્છ હતું. ત્યાંથી ખુલ્દાબાદ આવી ઔરંગઝેબની કબર જોવા ગયા. મહાન સમ્રાટ ઔરંગઝેબની કબર તો કેવીએ હશે એમ સહુ કોઇને પહેલી ક્ષણે વિચાર આવે. અમે પણ એવા વિચારો કરતાં મસ્જીદના ભવ્ય મકાનનાં પગથીઆં ચડવા લાગ્યા. એ પગથીઆ ચડતાં ઔરંગઝેબની કબર કેટલી સુંદર હશે તેની કલ્પના થવા લાગી. પણ અંદર જઇને જોયું તો એક તદ્દન સાદી કબર! તેની આસપાસ આરસની એક સુંદર જાળી નિઝામ સરકારે હમણાં જ બંધાવી છે. એણે તો બહુમાં બહુ એક લાકડાની દિવાલ એની આસપાસ કરવાની સંમતિ આપેલી.

આ કબર જોતાં કેટલા ઉદ્ગારો નીકળી પડયાઃ

અરે ઔરંગઝેબ! અરે હિંદુસ્તાનના મહાન પાદશાહ! અનેક જાતની કપટજાળો રચી, જુલ્મો કરી જાતે સાદા રહીને આટલું મહાસામ્રાજ્ય મેળવ્યું તો તે છોડીને કેમ ચાલ્યો ગયો ! તેમાંથી ફક્ત સાડાત્રણ હાથનીજ જગા તારે માટે રહી ? શું મૃત્યુને તું ખાળી ન શકયો ? પણ એ તો તું પણ કયાં જાણુતો ન હતો કે એક દિવસ ખુદાના દરબારમાં

કરેલા કામનો જવાબ દેવા જવાનું છે. છતાં મહત્વાકાંક્ષા એ એવી બુરી ચીજ છે કે તેનો કીડો મનમાં સળવળતાં સઘળું જ્ઞાન દબાઈ કુકર્મ કરવાની પ્રેરણા થાય છે. હાલના જુલ્મ કરી રહેલા રાજાઓ આ સ્થળની એક જ વખત મુલાકાત લઈ જાય તો પણ તેમનાં જ્ઞાનચક્ષુ ખુલી જાય. જ્યાં સુધી આ સ્થળ અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી જગત જોઇને ખુબ ધડો લેશે એ નિઃસંશય છે. અહીં બીજા પણ અનેક રાજ્યકારી પુરૂષોની કબર છે. ઔરંગઝેબના પુત્ર આજમશાહની, હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપનાર અસફજંગની, નાસિરજંગની, મલિક અંબરની, નાનાશાહની વગેરે. આ શહેરનું પહેલું નામ રોઝા હતું પણ ઔરંગઝેબના મરણ પછી એનું નામ ખુલ્દાબાદ રાખવામાં આવ્યું છે.

અહીં આપણા બે પૈસાને પૈસો કહે છે. કેરીઓ વગેરે પુષ્કળ થાય છે. પાકી કેરીઓ પહેલ વહેલી અહીં જ ખાધી.

સાંજે આગળના પ્રવાસ માટે ભાથું બનાવવાનું શરૂ કર્યું. અહીં એક બાબતની નોંધ લેવી આવશ્યક છે. પગરસ્તાના પ્રવાસમાં સહુને જ શ્રમ લાગે છે. આરામ લેવાનું એવા સમયે કોણ ન ઇચ્છે ! પણ સહુની શક્તિ સરખી હોતી નથી. દરેકે કામ કરવું જ પડશે એવી આજ્ઞા આવા વખતે ન કરવી જોઇયે. જે કોઈ મોટેરા હોય તેમણે પોતાની ફરજ સમજી નાનાઓને આરામ આપવો જોઇએ ને સ્વયંસેવકો બની પોતે તે કામ ઉપાડી લેવું જોઇએ. સદ્‌ભાગ્યે અમારા પ્રવાસમાં એવા સ્વયંસેવકો તૈયાર હતા તેમણે બધાને આરામ આપી એ કામ ઉપાડી લીધું.



: ૧૩ :

## અગીઆરમો દિવસ : અજંતા ભણી. ખુલ્દાબાદથી ફુલમરી

અજન્તાની ગુફાઓનાં વર્ણન કુમાર તથા બીજાં પુસ્તકો દ્વારા વાંચ્યા હતા એટલે તેને જોવાની સહુને તાલાવેલી લાગી હતી. ઔરંગાબાદથી એક પાકી સડક અજન્તા સુધી બાંધવામાં આવી છે જ્યાં મોટર સર્વીસ ચાલુ છે. કુલ ૫૬ માઇલનું એ અંતર છે. એ સડક ફુલમરી આગળ પકડવાને અહીંથી નીકળ્યા.

નિત્ય નિયમ કરતાં આજે મોડા હતા. હરિયાળા ખેતરોની વચ્ચેના નેળીયામાં થઇને ચાલવાનું શરૂ કર્યું. પછી પણ માર્ગ સુંદર આવ્યો. ચારે બાજુ લીલીછમ વાડીઓ ને આંબાની ઘટાઓ. એ સૃષ્ટિસૌંદર્યમાં મગ્ન બનીને ચાલતાં ખોટે માર્ગે ચઢયા. રસ્તામાં ખેડુતો મળતાં સાચો માર્ગ મળી ગયો. ત્રણ માઇલ ચાલીને સોનખેડ નામના ગામમાં પહોંચ્યા. ગામની આસપાસ પુરાણો ભાંગ્યોતૂટયો કિલ્લો હતો. ઘર જુદીજ બાંધણીનાં ને ઘણાખરાં પત્થરનાં હતાં. ગામમાં થોડાં લગ્ન હોય તેમ સંભળાઇ રહેલા ગીત પરથી જણાતું હતું. જો એ લગ્નના રીતરિવાજ જોવાને અહીં થોભીએ તો સૂર્ય મહારાજ અમારી પૂરી ખબર લે તેમ હતું એટલે આગળ

ચાલ્યા. દોઢેક માઇલ ઉપર ગદાના નામે ગામ આવ્યું. અહીં ગામ બહાર જ પત્થરની બાંધેલી [વાવ] વાવડી હતી. પનિહારીઓની ત્યાં હાર જામી હતી. આ વખતે સ્વ. ડી રામરાવે ચિતરેલું કુવાકાંઠે ચિત્ર યાદ આવ્યું. જો કે અહીં તે સૌરાષ્ટ્રની માંસલ અવયવોવાળી ને કળામય પોશાકવાળી ભરવાડણો ન હતી. પણ આછા ને મનોહર વસ્ત્રોવાળી તથા ચિત્તાકર્ષક અલંકારોવાળી ગ્રામ્ય લલનાઓ હતી. તેમનો અંગ મરોડ ખાસ ધ્યાન ખેંચતો હતો. જ્યાં પનિહારીઓની હાર હોય ત્યાં ગામના સઘળા વર્તમાન ને નવાજુની પ્રગટ થતી હોય, સાસુ નણંદની કે દેરાણી જેઠાણીની તકરારો સખીઓને જણાવી હૃદયનો ભાર હળવો થતો હોય તે સ્વાભાવિક છે.

વાવડીનું મીઠું પાણી પીઇને આગળ ચાલ્યા. તાપ ચડે તે પહેલાં હજી ૯ માઇલ દૂર રહેલા વારેગાંવ પહોંચી જવું હતું. ઝડપ વધારી પણ અફસોસ! અત્યાર સુધી આવતો ઝાડપાન વાળો માર્ગ બંધ થયો ને રેતાળ માર્ગ શરૂ થયો. બરાબર તાપમાં જ ચાલવું પડ્યું. ઉઘાડા પગ ને ખભે ભાર એટલે મોં લાલચોળ થઈ ગયા. પરસેવાથી સહુ ન્હાવા લાગ્યા. પગમાં પણ આ વખતે કાંઇક અનેરૂં ચેતન આવ્યું. આખરે વારેગાંવ બે માઇલ દૂર રહ્યું ત્યારે એક મજેનું આંબાવાડીયું આવ્યું.પાસે જ ઠંડા પાણીનો કૂવો હતો એટલે પડાવ માટે સરસ જગા મળી ગઈ.

આંબાવાડીઆનો રખેવાળ ખુબ ભલો હતો. તેણે પાકી કેરી આપી અમારૂં સ્વાગત કર્યું.

કલ્પવૃક્ષની જે કલ્પના આપણા પુર્વજોએ કરી છે તેને કાંઈક વ્યવહારિક બનાવીએ તો આંબાને તે નામ આપી

શકાય. એનો દરેક ભાગ કેટલો બધો ઉપયોગી છે! ફળ તો અમૃતફળ જેવાં ગણાય! કાચી કેરીઓનું અથાણું થાય. ખરી ગયેલા મરવા પણ ખાકટી તરીકે અથાણાના કામમાં લાગે. તેની ગોટલી પણ દવાના કામમાં આવે. તેના પાંદડાં ઢોરોને ખુબ ભાવે. તેનું લાકડું ઇમારતના કામમાં વપરાય. અને જ્યારે આંબાડાળો મંજરીથી ઝુકતી હોય ત્યારે કોકિલાનું પંચમ સ્વરે ગીત પણ સંભળાવે.

લગભગ ચાર કલાક આ સ્થળે આરામ કર્યો. કેટલાક સાથે લીધેલ પુસ્તકનું સમય મળતાં વાંચન કરતા તે મુજબ અહીં પણ વાંચન કર્યું. નમતા પહોરે આગળ ચાલ્યા. આ ભાગમાં ઘઉંનો પાક પુષ્કળ પ્રમાણમાં થાય છે. ખેડુતો ગુજરાતી જેવા જ લાગે છે. પોશાક પણ મળતો આવે છે. ફક્ત ભાષામાં ફેર છે.

સંધ્યાસુંદરી રંગબેરંગી શાળુ પહેરી પશ્ચિમ દિશામાંથી ઉતરતી જણાઈ. ग्रीष्म दिवसाः परिणामरमणीयाः તે ઉક્તિ એણે બરાબર સિદ્ધ કરી બતાવી. એના રક્ત પ્રકાશથી દરેક વસ્તુપર રક્ત લાલીમા જણાવા લાગી. ખાસ કરી વૃક્ષની ટોચો, ખેતરોનાં પાક ને દૂરની ક્ષિતિજ ખુબ મનોહર જણાઇ. પવન પણ શીતળ આવવા લાગ્યો.

સાડાસાતને સુમારે ફૂલમરી આવ્યું. ધર્મશાળાની શોધ કરતાં કરતાં ગામના એક છેડેથી બીજે છેડે ગયા ને હનુમાનજીના મંદિરની ધર્મશાળામાં ઉતારો કર્યો. ધર્મશાળા ઘણા વખતની અવાવરૂ એટલે તેના પર ધૂળનો થર જામેલો. લીંપણ ઉખડી ગયેલું ને ખાડા ટેકરા પણ સારી રીતે પડેલા.

વળી થોડે દૂર લાકડાં વગેરે ભરેલું પણ 'ઉંઘ ન જુવે સાથરો' એ ન્યાયે સહુએ શેત્રંજીઓ પાથરી તે પર શ્રાન્ત શરીર ગોઠવી દીધાં.

ગામ મોટું છે. વસ્તી સારી છે. પોસ્ટ ઑફીસ, નિશાળ વગેરે સાધનો છે. ગામમાં જોઇએ તે સીધું સામાન મળે છે પણ અત્યારે રાંધવાનું કોઇને પસંદ ન પડ્યું એટલે બજારમાંથી મગફળીને ગોળ લાવી ચલાવી લીધું. મારે આજે ઉપવાસ હતો. કેવળ પાણી પર જ ચલાવ્યું હતું. માનસિક શાંતિ ખુબ હતી એટલે ઉંઘ પણ ઝટ આવી ગઈ.



: ૧૪ :

## બારમો દિવસ : અજંતા ભણી. ફુલમરીથી સીલોડ

અજન્તા અહીંથી ૪૩ માઇલ દૂર હતું. મનમાં વિચાર આવ્યા કરતા હતા કે ક્યારે અજન્તાનું કલાતીર્થ જોઈ જીંદગી કૃતાર્થ કરીશું !

એજ વખતે ધર્મ પ્રેમથી પ્રેરાઇ ભારતવર્ષની યાત્રા કરવા નીકળેલો ફાહ્યાન યાદ આવતો. અહા ! હજારો માઇલ દૂર રહેલો એ પ્રવાસી જ્યારે ભારત વર્ષ ભણી પગલાં માંડતો હશે ત્યારે તેને કેવું થતું હશે !

આજે પ્રાતઃકાળમાં વહેલા ઉઠી ચાલ્યા. રસ્તો પાકી સડકનો હોવાથી ખોટા માર્ગે ચાલ્યા જવાની દહેશત ન હતી. બંને બાજુ ઝાડપાનને ઘઉંની વાડીઓસારા પ્રમાણમાં આવવા લાગી. ઝાડ થોડે થોડે અંતરે આવતા હતા. ગાયનો લલકારતાં પગ ઉપાડતા હતા એટલે રસ્તો ઝપાટા બંધ કપાતો હતો. ૬ માઇલ પછી પથરી ગામ આવે છે. ત્યાં થોડી વાર થોભ્યા. મેં ગોળનું પાણી પીને ઉપવાસનું પારણું કર્યું. અહીંથી આગળ ૬ માઇલ ચાલતાં અલન નામે ગામ આવ્યું જ્યાં બપોર ગાળવા વિચાર કર્યો. ગામમાં ઉતરવાની ઈચ્છા ન હતી એટલે ગામ બહાર એક સૂકી નદીના કિનારે વાવડી હતી ત્યાં આંબા નીચે મુકામ કર્યો. ગામમાં સીધું સામાન બરાબર મળતાં નથી. વેપારીની એક દુકાન હતી પણ મુસાફરોને જવાબ દેવાની કે માલ વેચવાની તેને ફુરસદ ન હતી. આંબાપર પાકી કેરીઓ લટકતી જોઈ

અહીં ખુબ સસ્તી મળતી હશે એમ ધાર્યું. પણ કેટલાક સ્થળે ફરતાં શેરના ચાર આના ભાવ જણાયો !

જે આંબા નીચે અમે મુકામ કર્યો હતો તેનો માલીક એક મુસલમાન હતો. તે અમને ઉતરેલા જોઈ રાજી ન થયો. થોડી વારે તેનાં બીબી સાહેબ આવ્યા. એમનો મિજાજ કાંઈ જુદોજ હતો. અમને અહીંથી રવાના કરવા એમણે વાગ્ધારા છોડી. પણ જાણે ઝ્હેરાજ હોઇએ તેમ અમને કાંઇ પણ અસર ન થઇ. ખરા બપોરે બીજા સ્થળે જવા ઇચ્છા ન હતી વળી થોડા કલાક પછી તો અહીંથી જવું હતું. આખરે દાળભાતની રસોઈ કરી જમીને નીકળ્યા ને ૨૩ માઇલની મુસાફરી પૂરી કરી રાતના નવ વાગતાં સીલોડ આવી પહોંચ્યા. અહીં એક હનુમાનજીના મંદિરના ઓટલા પર મુકામ કર્યો. ૯ ફૂટ સમચોરસ ચોતરાપર ૬ ફુટ સમચોરસ મંદિર હતું બાકીનાનો અમે ઉપયોગ કર્યો. ગામ મોટું હોવાથી બધું સીધું સામાન મળી શક્યું ને લગ્નો ચાલતાં હોઇ રાતના બળતણ તથા વાસણકુસણ પણ મળી શક્યાં. અત્યારે ખાવાને જલ્દી બની શકે તેવી વસ્તુ શીરો હોઇ તે બનાવ્યો. એ જણે ઉંઘના સ્વાદમાં તેનો સ્વાદ જતો કર્યો ને એકના પેટમાં ગરબડ હોઈ તેને તેનો ત્યાગ કરવાની ફરજ પડી. હવે આવતી કાલ માટે ભાખરી બનાવવાની હતી જે કામ ભાઇ રતિલાલ તથા ભાઇલાલે ઉપાડી લીધું. લગભગ રાતના સાડાત્રણ વાગ્યા સુધી તે કામ ચાલ્યું. ૨૩ માઇલના પ્રવાસ પછી આટલો ઉજાગરો કરવો ને સવારમાં પાછું વખતસર ચાલવું તે શારીરિક તથા માનસિક સંપત્તિ ખુબ સારી હોય તો જ બની શકે. એમની આ સેવા બદલ સહુએ તેમનો આભાર માન્યો.

: ૧૫ :

## તેરમો દિવસ : અજંતાભણી : સિલોડથી બાલાપુર

આજે નિત્ય નિયમ પ્રમાણે સીટી વગાડી પણ બધાને તે વહેલી લાગી. હંમેશની જેમ તેમના મુખપર તેજ ને ઉલ્લાસ ન હતાં કારણ કે બે જણ તો હજી રાત્રે સાડા ત્રણ વાગ્યે જ સૂતા હતા. એકને પેટમાં ગરબડ હતી. બે જણને ખુબ થાક લાગ્યો હતો. એકને પગે વાગ્યું હતું ને એકને રાત્રે કાંઇક જંતુ કરડયું હતું. એકાદ દિવસ અહીં ગાળીએ તો ઠીક એવો ઘડીભર વિચાર આવ્યો પણ એટલો બધો સમય કેમ નકામો જવા દેવાય ? રાત્રે સૂતેલા સશક્ત હતા એટલે ઉજાગરાની બહુ અસર ન હતી. પેટમાં દુખનારને પેઇનકીલર પાયું. થાક લાગ્યો હતો તેમને કઠણ થવા જણાવ્યું. પગે વાગ્યું હતું તેની થોડી સુશ્રૂષા કરી અને જંતુ કરડયું હતું તેને આયોડીન લગાડયું. પ્રવાસ દરમ્યાન ઉપયોગમાં આવે તેવી કેટલીક દવાઓ તેમને વાપરવાની રીતની નોંધ સાથે અમે સાથે રાખી હતી, તે ખુબ ઉપયોગી થઇ પડી. થોડીવાર આ પ્રમાણે બધું ઠીકઠાક કર્યા પછી સંઘ પ્રયાણ કરવા તૈયાર થયો અને મંદગતિએ ચાલવા લાગ્યો. આજે આરામની જરૂર વધારે હોવાથી ફક્ત ૭ માઇલ ચાલીને એક નદીના પુલ નીચે મુકામ કર્યો. પાલોદ ગામની એ ભાગોળ હતી. દશ્ય

ખુબ રમણીય હતું. કઠણુ ખડકો નદીમાં આડાઅવળા પથરાયેલા હતા તેથી કોઈ જગાએ છીછરૂં પાણી તો કોઇ જગાએ ઉંડું પાણી હતું. એમાં સ્નાન કરવાનું કોણ ચૂકે! સારી રીતે ન્હાવાથી શારીરિક શ્રમ દૂર થયો. પછી ગઈ કાલે બનાવેલું ભાથું વાપરી બધા આડા થયા. આ આરામની અસર સારી થઈ. સહુના મુખપર તેજી જણાવા લાગી. સાંજના અજન્તા ભણી આગળ ચાલ્યા. રસ્તામાં પાણીની અગવડ ખુબ નડી. આજુબાજુ ગામો દેખાતાં ન હતાં. ખેતરો આવતાં હતાં પણ મહુડા સિવાય તેમાં બીજું ભાગ્યે જ નજરે પડતું. કોઈ કોઈ સ્થળે દવ લગાડેલો જણુતો હતો તે પથરાતા અંધકારમાં તરી આવતો હતો. ૧૦ માઇલ આ રીતે ચાલી રાતના બાલા-પુર નામના ગામડામાં દાખલ થયા. અહીં લગ્ન ખુબ પ્રમાણુમાં હતાં એટલે ઉતારાની સગવડ થઇ શકે તેમ ન હતું. એમ કરતાં હનુમાનજીના મંદિર આગળ આવ્યા. ત્યાં ચોતરો હતો તેના પર મુકામ નાખ્યો. તરતજ પાસેના ઘરવાળાએ કોઇ હિસાબે ત્યાં ઉતરી શકાશે નહિં એમ જણાવી દીધું. તેની સાથે તકરારમાં ન ઉતરતાં મુકામ ઉઠાવ્યો ને એક ઘરના ઓટલા ઉપર નાખ્યો. ઓટલાની પહોળાઈ સાડાત્રણ ફૂટ હતી. લંબાઈ અમારાં અગીઆર શરીર ગોઠવાઇ રહે તેટલી હતી. ચોતરો મુખ્ય માર્ગપર હતો એટલે પગ લાંબા કરવાનું પણ અત્યારે મુલતવી રાખવું પડયું. સામાન બધો માથા નીચે મૂકી ઉપર શેતરંજીઓ પાથરી બધા ગોઠવાઇ ગયા. ગામમાં કૂવો છે પણ પાણી ખારૂં હોવાથી બીજો કૂવો ખોદાય છે. બીજી અગવડ તો વેઠાય પણ પાણીની અગવડ કેમ સહન થઇ

શકે! એટલે ગઈકાલવાળા બે ભાઈઓ મીઠું પાણી લેવા ઉપડયા.

વખત ઘણો વીતી ગયો પણ તેઓ આવ્યા નહિં એટલે ચિંતા થઈ. છેવટે મીઠા પાણીની બે ડોલ ભરી તેઓ આવી પહોંચ્યા, અને કેવી હાલતમાં પસાર થઈ પાણી લાવ્યા તેનું વર્ણન કર્યું. "અંધારૂં ઘમઘોર હતું એટલે નવો કૂવો કયાં છે તેજ શોધી કાઢવું મુશ્કેલ હતું. એમાં વળી પવન શરૂ થયો એટલે લેમ્પે સળગવા જ ના પાડી. મહામહેનતે ત્યાં પહોંચ્યા તો બહાર ઉભા રહીને પાણી ખેંચાય તેમ ન હતું, કારણકે કૂવો ગળાતો હતો એટલે તેની અંદર ગોળાકાર જેવાં પગથીઆં કોર્યાં હતાં. ડોલ અંદર નાખતાં ત્યાંજ અથડાતી હતી. પરંતુ પાણી લીધા વિના પાછા કેમ અવાય! એટલે એકે દોરડું પકડયું અને બીજા ભાઈ અંધારામાં ચારે બાજુ હાથ ફેરવતાં તેને પકડીને નીચે ઉતરવા લાગ્યા. એમ કરતાં ઠેઠ પાણી સુધી પહોંચ્યા ને એક પછી એક બન્ને ડોલો ભરી." ગોળને ચણાથી ઉદર તૃપ્ત કરી આવું કિમ્મતી પાણી પીધું. પછી સહુ ઉંઘવા લાગ્યા. હું ચોકી કરતો જાગતો હતો. ધીમે ધીમે ગામમાં શાંતિ થવા લાગી ને મોડી રાત્રે પોલીસ પહેરાપર નીકળ્યા. તેઓ આ વિચિત્ર મંડળીને સૂતેલી જોઈ અનેક પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. કોઈ અજાણ્યા ગામમાં પેસી ગયા તેની ખબર પણ ન પડી એમ વિચારી કાંઈક ખેદ પામ્યા ને કોણ છે તેની બરાબર ખબર લેવા વિચાર કર્યો. છેવટે તેમાંના એકે "કોન સૂતા હૈ?" એમ જરા હુકમભર્યા અવાજે પ્રશ્ન કર્યો. હું તેમની વાતચીતથી વાકેફ હતો એટલે ટૂંકમાંજ બધી સમજ પાડી એનાથી સંતોષ પામી તેઓ ચાલ્યા ગયા.

: ૧૬ :

## ચૌદમો દિવસ :

કલાતીર્થ અજન્તા.

પ્રાતઃકાળમાં વહેલા જાગ્રત થઈ નિત્યનિયમ મુજબ તૈયાર થયા. થોડા કલાક પછી જ કલાતીર્થ અજન્તાની યાત્રા કરીશું એ વિચારે સહુ હર્ષઘેલા થઈ રહ્યા. ફક્ત પાંચ માઈલ જ હવે ચાલવાનું હતું. અહીંથી અજન્તા જવાને બે સડકો છે. એક સીધી અજન્તા ગુફા પર જાય છે. બીજી ફરદાપુર થઈને ગુફાપર જાય છે. સીધી સડક ટૂંકી હોવાથી તે માર્ગ જ અમે ગ્રહણ કર્યો. બે માઈલ પર પીંપળગામ આવ્યું. ત્યાંથી મગફળી, ગોળ વગેરેનો નાસ્તો સાથે લઈ લીધો કારણ કે અજન્તાની ગુફાઓ આગળ પાણી સિવાય કાંઈ પણ મળતું નથી.

આજે સ્ફૂર્તિ ખુબ જણાતી હતી. તેમાં પ્રાતઃકાળનો મધુર પવન ઉમેરો કરતો હતો. દૂર સુધી વિસ્તીર્ણ મેદાન પથરાયેલું લાગતું હતું. તેમાં લીલાં ખેતરો ભાત પાડતાં હતાં. પીંપળગામથી ત્રણ માઈલ પૂરા કરતાં એકાએક આ દૃશ્ય બદલાઈ ગયું. જેને અમે વિસ્તીર્ણ મેદાન ગણતા હતા તે તો પર્વતનું મથાળું હતું અને તેની ટોચે અમે

ઉભા હતા. આવો અનુભવ ચિરાઈના ઘાટ આગળ પણ થયો હતો જેનો ઉલ્લેખ આગળ કરેલો છે. નીચે એક ખીણ હતી જેની સામેની બાજુ ચંદ્રાકાર વાંક લેતી હતી. કલાતીર્થ અજન્તાની ગુફાઓ એનાજ મધ્યભાગમાં હારબંધ ખડી હતી. એ ગુફાઓ અહીંથી વેંત વેંત જેટલી લાગતી હતી. તેના દ્વાર આગળ ઉભેલા માણસો બિન્દુ જેવા જણાતા હતા. દૂર ખાનદેશનો પ્રદેશ ક્ષિતિજ સુધી પથરાયેલો નજરે પડતો હતો. આ વખતે એક સંસ્મરણ તાજું થયું. બે વર્ષ પહેલાં જળગામથી પાહુર અને ફરદાપુરના મુખ્ય માર્ગપર થઇને આ ગુફાઓની યાત્રાએ આવ્યો હતો. રાત્રિ ફરદાપુર પાસેના મુળજી જેઠાના જીનમાં ગાળી હતી ને પ્રાતઃકાળમાં ચાલ્યો હતો. થોડું ચાલતાં વાઘોરા નદીનો સંગાથ થયો હતો. ઝેરી સર્પની જેમ વાંકીચુંકી ગતિએ ચાલતી તે તેના કિનારે કિનારે મને લઈ ગઈ હતી અને આ ભવ્ય ગુફાઓ પાસે આવી ત્યાં સુધી ખબર પડવા દીધી ન હતી. કેટલી અજબ ચાલાકી ! પછી એકાએક ગુફાનાં દર્શન થયાં ! આશ્ચર્ય-મિશ્રિત હર્ષની લાગણીથી શરીર પુલકિત થઇ ગયું. આજે પણ એજ દશા થઈ હતી.

પહેલાં તો એ પ્રશ્ન થયો કે અભિમાની મનુષ્યના જેવા અક્કડ ખડક પરથી નીચે શી રીતે ઉતરવું ? તેના આખાયે ઢોળાવમાં મોટા મોટા ખડકો ઉભેલા અને વચ્ચે અનેક જાતની વનસ્પતિ ઉભેલી એથી પગડંડીનો માર્ગ પણ ઢંકાઇ ગયો હતો. વાસ્તવિક જોઇયે તો પગડંડીનો પણ માર્ગજ ત્યાં ન હતો. અમે અહીંથી નવો માર્ગ બનાવીનેજ નીચે ઉતરી પડવાનું શરૂ કર્યું. બોજો બરાબર

શરીરપર બાંધી દીધો અને બીજી વસ્તુઓ પણ સાવચેતીથી પકડી રાખી. પછી એ ખડકો પરથી સરકવા માંડયું. થોડો ઢોળાવ એમ ઉતર્યા કે કુવેચનો ભેટો થયો. જો એનો સમગામ થાય તો દુર્જનની જેમ કદીયે સાથ છોડે નહિ એ નક્કી હતું એટલે મામલો મુશ્કેલ બન્યો. સૌએ ચાલાકી અજમાવી છટકવા પ્રયત્ન કર્યો છતાં થોડાને તેનો સમાગમ થઈ ગયો. नखमुखलालनसुखदा पामा કરતાં પણ એનો રંગ ઓર આવ્યો. બીજાને ઉપહાસની સામગ્રી મળી. આખોયે ઢોળાવ એવી રીતે ઉતરતાં ભાઠામાં આવીને ઉભા રહ્યા.

અનેક શીલાખંડોથી ઢંકાયેલા એ ભાઠામાં એક નાનો સરખો ધરો નિરંતર પાણીનો સંગ્રહ કરી રાખે છે. તેના કિનારે થોડીવાર આરામ લેવા બેઠા. એને સપ્તકુંડના નામથી લોકો ઓળખે છે. અહીંથી ચારે બાજુ દૃષ્ટિ ફેંકતાં અત્યંત મનોહર દૃશ્ય ખડું થાય છે. એક બાજુ નાનાવિધ વનસ્પતિથી વિભૂષિત પહાડની દિવાલ વિહગગણના ગાનદ્વારા પ્રકૃતિનું ગૌરવ ઉચ્ચારે છે, ત્યારે બીજી બાજુ કળાપૂર્ણ ગુફાઓથી અંકિત ખડક માનવકળાની મહત્તા દર્શાવે છે. પ્રકૃતિને માનવકૃતિનો આ સુભગ સંયોગ વાતાવરણની ભવ્ય શાંતિથી દીપી ઉઠે છે. આ બન્ને ખડકોની દિવાલ થોડે દૂર સુધી વાંક લઇ સંગમ પામે છે ત્યાંથી એક મનોહર જળઘોધ મૃદુ રવથી ગાન કરતો સરી પડે છે. અત્યારે તે સુકાઇ ગયો હતો. ખરેખર ! પ્રકૃતિનું આ સૌંદર્યજ બૌદ્ધશ્રમણોને અહીં કળાતીર્થ સરજાવવા લલચાવી શક્યું છે. આ સૌંદર્યનું પાન કરતાં કરતાં એના જળનું પણ

પાન કર્યું ને આસપાસમાંથી થોડું છાણુ શોધી લાવી જેમને કુવેચ લાગી હતી તેમનો ઉપદ્રવ દૂર કર્યો.

વિશ્વભરમાં વિખ્યાત થયેલી ગુફાઓમાં કેવું ચિત્રકામ હશે તે જોવા મન આતુર થઈ રહ્યાં હતાં, એટલે વધારે વખત ન ગુમાવતાં તૈયાર થયા. ઉપર ક્યાંથી ચડવું તે વિચાર કરતા હતા ત્યાં એક ભાંગીતૂટી ખડકના પગથીઆની હારમાળા નજરે પડી. તેનાપર ચડવા લાગ્યા. ગુફાઓમાં પ્રવેશ કરવાનો આજ ખરો માર્ગ હતો. અત્યારે પહેલી ગુફા આગળથી જે માર્ગ શરૂ થાય છે તે હમણાંજ નિઝામ સરકાર તરફથી બાંધેલો છે. આ પગથીઆં ચડતાં મન કલ્પનાના તરંગે ચડયું. ભૂતકાળનું તે રમ્ય દૃશ્ય નજર સમક્ષ ખડું થવા લાગ્યું. પીત વસ્ત્રો ધારણ કરતા બૌદ્ધશ્રમણો પોતાના કાષ્ટના પાત્રમાં જળભરી પોતાના ભક્તિભર્યા હૃદયે અર્ધનીમીલિત ચક્ષુથી આ પગથીઆં ચડી રહ્યા છે. કોઈ ખાલી પાત્ર લઈ એ પગથીઆં ઉતરી રહ્યા છે. ગુફાઓમાંથી બૌદ્ધ પિટકોના પવિત્ર પાઠોનો અનહત નાદ સંભળાય છે. કોઈ ગુફામાંથી બુદ્ધભગવાનની જયઘોષણા કરતો ઘંટનાદ કાને પડે છે. ભાવિક યાત્રાળુઓનાં વૃંદ આ વિહારને ચૈત્યોની પ્રદક્ષિણા કરતાં ફરી રહ્યાં છે. તેઓ કળા અને શિક્ષણની ભવ્ય વિદ્યાપીઠ જોઈ પોતાને કૃતકૃત્ય માની રહ્યા છે. આ કલ્પનાચિત્ર દોરી રહ્યો તે પહેલાં તો પગથીઆં પૂરાં થયાં ને ૧૭ મી ગુફાના દ્વાર આગળ આવીને ઉભો. સાથીઓ પણ આવા આવા વિચારો કરતા સાથે જ હતા.

આ ગુફાઓ ઇલુરાના જેટલી વિશાળ જગામાં પથરાયેલી નથી કે તેના જેટલી વિશાળ નથી. પણ તેનાં અદ્ભુત

ચિત્રકામથી ઇલુરા કરતાં વિશેષ પ્રસિદ્ધ છે. જો કે અહીંનું શિલ્પકામ ઇલુરાની સામાન્ય સરખામણીમાં ઉભું રહી શકે તેમ નથી છતાં કેટલુંક કામ તેને પણ વટાવી જાય છે. ખાસ કરીને સ્થંભોની નાજુકતા ને ચૈત્યની કમાન. ઇતિહાસની દૃષ્ટિએ આ અત્યંત ઉપયોગી છે.

આ ગુફાઓ લગભગ ૧૧૦૦ વર્ષ સુધી જનસમાજના ચક્ષુઓથી દૂર રહી. સાતમા સૈકાના અંતભાગમાં બૌદ્ધધર્મ હિંદભરમાંથી લુપ્ત થઈ ગયો ને તેના વિહારો તથા ચૈત્યો નિર્જન થવા લાગ્યા. અજન્તા પણ એજ વખતે નિર્જન થયું. તેની અલૌકિક કળાથી વિભૂષિત ગુફાઓ સદાને માટે માનવસમાજ આગળથી નષ્ટ ન થઈ જાય તે માટે જ જાણે કુદરતે એનાપર આક્રમણ કર્યું ને તેના ખડકો તૂટી પડવાથી તેના દ્વાર બંધ થઈ ગયા. આગળ માટી વગેરે પૂરાઇને વનસ્પતિ પણ ઉગી નીકળી એટલે ગુફાનું નામ નિશાન પણ જણાયું નહિ. અંદરના પાણીના રંગથી કરેલા ચિત્રો ને મૂર્તિઓનું આથી સંરક્ષણ થયું ને ઇસ્લામની ઝનુની તરવાર તેનાપર ફરી વળવાને અશક્ત નિવડી. ઇ. સ. ૧૮૧૯ માં એક અંગ્રેજ ઓફીસર શિકારે નીકળતાં આ ગુફાની એક કમાન તેની નજરે પડી અને તેનું અસ્તિત્વ વર્તમાન જગતને જણાયું. ત્યાર પછી ૧૮૨૯ માં જનરલ સર જેમ્સે એનો ટૂંક પરિચય રોયલ એશીઆટીક સોસાઇટીને આપ્યો ને ૧૮૪૩ માં મી. ફર્ગ્યુસને તેનો વિસ્તૃત ને પ્રામાણિક હેવાલ રજુ કર્યો. સોસાયટીના સભાસદોને આની ખુબ અસર થતાં તેમણે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને આ કળાનું સંરક્ષણ કરવા અરજી કરી. એ અરજ ધ્યાનમાં લઈ ઇસ્ટ ઇન્ડીઆ

કંપનીયે મદ્રાસની સેનાના મેજર ગીલ નામના અમલદારને એ કામ સોંપ્યું, જેણે ખંતપૂર્વક ૧૮૫૭ના બળવા સુધી એ કામ કર્યું. એટલા સમયમાં તેણે તૈયાર કરેલી ત્રીશ નકલો ઈંગ્લાંડ ગઈ ને ક્રીસ્ટલ મહેલમાં તેનું પ્રદર્શન થયું. પણ ૧૮૬૬ માં ત્યાં આગ લાગતાં બધાં ચિત્રો બળીને ખાખ થઈ ગયાં. ફક્ત પાંચ ચિત્રોજ તેમાંથી બચી શક્યાં જે સાઉથ કેનિંગ્સ્ટનની હિંદી વિભાગની ચિત્રકળામાં આજે જોઈ શકાય છે. આ પછી બીજા માણસોએ પણ તેની નકલો કરવાનું કામ કર્યું પણ એ પર જોઈયે તેટલો પ્રકાશ પડયો નથી. ત્યાબાદ મી. ફર્ગ્યુસને આ કામ કોઈ પણ ઉપાયે હાથ ધરવા સરકારને આગ્રહ કર્યો ને તેથી મુંબઈ સ્કુલ ઓફ આર્ટના પ્રીન્સીપાલ ગ્રીફીથ સાહેબને એ સ્થળની મુલાકાત લઈ રીપોર્ટ કરવાનું કહેવામાં આવ્યું. એમણે એ સ્થળની મુલાકાત લઈ રીપોર્ટ કર્યો જેથી એ કામ પર એમની નિમણુંક કરવામાં આવી. એમણે ૧૮૮૧ સુધી પોતાના વિદ્યાર્થીઓની મદદથી તેના ચિત્રોની નકલો ઉતારી. આ કામ કરતાં પચાસ હજાર જેટલો ખર્ચ થયો એટલે ૧૮૮૫ માં એ કામ બંધ કરવામાં આવ્યું.

એ ચિત્રોની નકલ મુંબઈમાં રાખવાનો ગ્રીફીથ સાહેબનો આગ્રહ હતો પણ ભારતમંત્રિની અનુમતિ ન મળતાં તેને ઇંગ્લાંડ મોકલવામાં આવી, જેની સંખ્યા સવાસો જેટલી હતી. ગ્રીફીથ સાહેબે એની નકલો કરી લેવાની માગણી કરી હતી તેનો પણ ઈન્કાર કરવામાં આવ્યો હતો એમ સંભળાય છે. એ ચિત્રોના સંગ્રહને પણ કમનશીબે આગ લાગી અને તેમાંના ૮૭ ચિત્રો નાશ પામ્યાં. બાકી રહેલાં

ચિત્રો આલ્બર્ટ મ્યુઝીયમમાં મૂકવામાં આવ્યાં જે હાલમાં પણ ત્યાં જ જોઇ શકાય છે.

ત્યાર પછી શ્રીયુત્ અવનીન્દ્રનાથ ટાગોર તથા હિંદના કેટલાક ચિત્રકારો સાથે લેડી હેરિંગહામ આવી ને તેણે કેટલાક ચિત્રોની નકલ કરી. તે વખતે એ ગુફામાં જોવાનો જોઇયે તેટલો પ્રબંધ ન હતો એટલે એમાં ત્રુટિઓ રહી જાય તે સમજી શકાય તેવું છે. છતાં તેના ચિત્રોની સારી રીતે પ્રશંસા થઇ ને અજન્તાની ચિત્રકળાનું માન જગતભરમાં વધ્યું. આ પછી નિઝામ સરકારે પુષ્કળ ખર્ચ કરી એની રક્ષા કરવાનો પ્રબંધ કર્યો ને રક્ષક અધિકારી તરીકે મી. સૈયદ અહમદની નિમણુક કરી. તેઓ ખુબ ધૈર્યથી એની પ્રમાણિક નકલો તૈયાર કરી રહ્યા છે. આજથી પાંચ વર્ષ પહેલાં આંધ્રનરેશ શ્રીમાન બાલાસાહેબપંત પ્રતિનિધિએ હિંદુસ્તાનના કુશળ ચિત્રકારોને મોકલી સઘળા સાધનોની મદદથી એ વિભાગોની નકલો કરાવી છે. એ ચિત્રકારોના સમૂહમાં આપણુ પ્રખ્યાત ચિત્રકાર શ્રીયુત્ રવિશંકર રાવળ પણ હતા જેમણે એ કળાનો અભ્યાસ કરી 'કુમાર' દ્વારા એનો લાભ ગુજરાતની પ્રજાને આપ્યો છે. ગૂજરાતમાં અજન્તાની ચિત્રકળા માટે પ્રેમ ને ભક્તિ ઉત્પન્ન કરાવવાનું માન તેઓને ઘટે છે. જો કે હજી ગૂજરાત તેમના એ પ્રયત્નને યથાર્થ સ્વરૂપમાં સમજીને ઝીલી શક્યું નથી છતાં જે કાંઈ થયું છે છે તે પણ ઓછું ગૌરવપ્રદ નથી. અમને પણ અજન્તા જોવાની પ્રેરણા એમના 'કુમાર' દ્વારા પ્રગટ થઇ હતી. એની સંખ્યાબંધ પ્રતિકૃતિઓ એ પત્રની ફાઇલમાંથી જોવાને મળી શકે તેમ છે.

નિઝામ સરકારના આ પ્રબંધ પહેલાં ગુફાના કામને ઘણું નુકશાન થયું છે. કોઈ જોગી બાવા કે મુસાફરો ત્યાં રાત રહેતા ને રસોઇ બનાવી જમતા. એના ધુમાડાથી ઘણો ભાગ શ્યામ થઇ ગયો છે. કેટલાક પ્રવાસીઓએ એમાંથી સુંદર આકૃતિઓનાં મોઢાં પ્રદર્શનોમાં વેચવાની લાલસાથી કાઢી લીધાં છે. કેટલાકે તેની નકલ કરવા માટે તેના પર વાર્નીશ લગાડી રંગની મૂળખુબીનો નાશ કર્યો છે.

આમ કરતાં જે કાંઈ વધ્યું છે તે જોવાનું છે. આ ૨૭ ગુફાઓ પૈકી ૧, ૨, ૧૬ ને ૧૭ નંબરની ચાર ગુફાઓમાં ચિત્રકામ જળવાયું છે. બાકીની ગુફાઓમાંથી ચિત્રકામ નષ્ટ થયું છે.

આ ગુફાઓ જોવા માટે ત્રણ વસ્તુ મહત્ત્વની છે. (૧) ભોમીયો. જે સવારથી સાંજ સુધી અહીં રહી ચાર માઇલ દૂર આવેલા ફરદાપુર રાત્રિ ગાળવા ચાલ્યો જાય છે. ચારે ગુફાઓને બારણાં કરેલાં હોવાથી ત્યાં તાળું રહે છે. એથી એની હાજરી સિવાય ગુફાઓ જોઈ શકાય નહિ.

(૨) A Guide to Ajanta Fresooes. અથવા એની માહિતી આપતું બીજું પુસ્તક એની મદદ સિવાય જાતકકથાઓનો વિષય સમજવો મુશ્કેલ પડે.

(૩) ટોર્ચ અથવા બેટરી. ગુફાઓની દિવાલ પ્રાયઃ અંધકારમાં હોવાથી પ્રકાશની મદદ સિવાય જોઇ :શકાય નહિ અને વિશેષ સારી રીતે જોવા ઇચ્છનારે તો બે મોટાં દર્પણ તથા સફેદ ચાદરો પણ રાખવી જોઇયે. એથી ગુફા બહાર દર્પણ મૂકી તેનું પ્રતિબિંબ અંદર પકડેલી ચાદર પર ફેંકાય ને તેના ઉજાસમાં સમસ્ત ચિત્ર નજરે પડે. આ રીતે ચિત્ર જોનારને તેની ખરી ખુબી સમજાય છે.

**૧ લી ગુફા :**

કુલ ૧૨૦ ફૂટ લાંબી ને ૬૫ ફીટ પહોળી છે. તેની આગળનો મંડપ ૧૪ ફીટ પહોળો ને ૧૯ ફીટ ઉંચો છે. એની છતમાં અનેક ફળફૂલ ને વેલબુટ્ટાની ભાતો છે. અંદરનો ભાગ ૬૪ ફીટ સમચોરસ છે. ગુફામાં પ્રવેશ કરતાં જ બુદ્ધ ભગવાનની ભવ્યમૂર્તિ પ્રેક્ષકના મનપર પવિત્રતાની છાપ પાડે છે.

આ ગુફાનો રંગમંડપ અજન્તાની ચિત્રકળા કેટલી પૂર્ણતાએ પહોંચી હતી તે બતાવવાને પૂરતો છે. એની દિવાલો પર જે જાતક કથાઓ આલેખવામાં આવી છે તેમાં કળાના અનેક ઉચ્ચતત્ત્વો જોઇ શકાય છે. તેમાં વિષયનું નિરૂપણ એટલી સરળતાથી ને સચોટ રીતે કરેલું છે કે ચિત્ર જોતાંજ તેની હકીકત સમજી શકાય. રેખાંકન ભાવવાહી ને વેગવાન છે. ચિત્રકારોએ જરાપણ થાકયા વિના એક ધારી લીંટીમાં ભાવને અનુસાર જે વેગ બતાવ્યા છે તે તેમની સિદ્ધહસ્તતા સૂચવે છે. રંગનું નિરૂપણ પણ ભાવને અનુસારજ કરેલું છે. એમાં પ્રત્યેક આકૃતિનો જે ભિન્ન ભિન્ન અભિનય દર્શાવ્યો છે તે તેમનું મનુષ્યાકૃતિનું ઉંડું જ્ઞાન બતાવે છે. દરેકના ભિન્ન ભિન્ન પોશાક ને એકજ સળંગ વસ્ત્રમાંથી પણ સેંકડો રીતે તેનું પરિધાન ભલભલા કળાકારોને પણ આશ્ચર્ય પમાડે તેવું છે. આજની સુંદરીઓ સાડીમાં પીન ખોસી સુંદર કરચલીઓ પાડવા ગમે તેટલો પ્રયત્ન કરે પણ આ સુંદરીઓની હરીફાઇ કરી શકે તેમ નથી. અલંકારના ઘાટ એ વખતે કેવા મનોહર હતા ને તેને પરિધાન કરવામાં પણ કેવી કળાદૃષ્ટિ



**અવલોકિતેશ્વર (પદ્મપાણિ)**

અજન્તા : ૧લી ગુફાનું જગતભરના રેખાંકનમાં
અગ્રસ્થાન ભોગવતું બોધિસત્ત્વનું ભવ્ય ચિત્ર

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

હતી તે જોતાં આજનું જીવન કળાવિહીન લાગે છે. અને વાળને ઓળવાની ને બાંધવાની રીતોમાં તો તેમણે એટલી કમાલ કરી છે કે તે જ અભ્યાસનો એક જુદો વિષય થાય.

રંગમંડપની છતપર વર્તુલાકારમાં જે ભાતો ગોઠવી છે તે તેમની ફળદ્રુપ કલ્પનાનું પરિણામ છે. તેમાં પત્ર, પુષ્પ ને પ્રાણીઓનો જે ઉપયોગ કર્યો છે તે ગજબ છે. તેમાં એમ પણ નથી કે એક પ્રાણીનો સંપૂર્ણ અભ્યાસ ને બાકીનાનું માત્ર ઉપલક નિરીક્ષણ. એનાં કમળ જુઓ, હંસ જુઓ, બતક જુઓ, સર્વ કાંઈ પૂર્ણ અભ્યાસ ને વિશાળ કલ્પનાનો પરિપાક છે; અને હાથીઓમાં તો અભિનયની પારાકાષ્ઠા બતાવી છે.

આ ગુફામાં સહુથી શ્રેષ્ઠ ચિત્ર અવલોકિતેશ્વર બોધિસત્વનું છે, જે જગતભરમાં રેખાંકન માટે અનુપમ ગણાય છે. મનુષ્યના સામાન્ય કદ કરતાં તે મોટું છે. જીવનમંથન કરતું મધુર મુખકમળ હાથમાં પકડેલા કમળની પણ સ્પર્ધા કરે છે. એના હોઠપર ફરકી રહેલું માધુર્ય અમૃતને પણ ભૂલાવી દે છે. એના અર્ધ નિમીલિત ચક્ષુઓ એના વિશદ પવિત્ર ચિત્તની પ્રતીતિ કરાવે છે. એના વિશાળ સ્કંધ, કોમળ પણ દીર્ઘ બાહુ તે જગતભરમાં વિજય કરવાને સરજાયેલ હોય તેમ જણાવે છે. કેટલી ઓછી રેખામાં ને છાયાના સ્પર્શ માત્રથી આ બધું ઉપજાવી કાઢ્યું છે એનો વિચાર કરતાં પણ મન થાકી જાય છે. એના હાથનો અભિનય ને કમળની ખીલતી પાંખડીઓ આજે એટલીજ રેખાઓમાં કયો ચિત્રકાર ઉભી કરી શકે તેમ છે! એનો રત્નજડીત મહામુલ્ય મુગટ, કંઠનો હાર ને મનોભિરામ

ઉપવીત અલંકારના સૌંદર્યની છેલ્લી કોટિ બતાવે છે. જ્યાં સઘળુંજ સુંદર ને અદ્ભુત ત્યાં કોને પહેલું કહેવું ને કોને પછી કહેવું એ પણ મુંઝવણનો વિષય થઇ પડે છે. શરીરનો રંગ રાજવંશી કુમારની સુકોમળતા બતાવવાને બરાબર પસંદ કર્યો છે. એની આસપાસની દેવ તથા મનુષ્ય સૃષ્ટિ પણ આબેહુબ ખડી કરી છે! જ્યાં ધૈર્યનો ભાવ બતાવવો ઘટે ત્યાં તેને અનુરૂપ રેખાઓ, જ્યાં ત્વરાનો ભાવ બતાવવો ઘટે ત્યાં તેને અનુરૂપ રેખાઓ. સ્થિરતા, મગ્નતા, સર્વકાંઈ ભાવો અદ્ભુત કૌશલ્યથી પ્રદર્શિત કર્યાં છે. આ જોતાં એમજ લાગે કે આ કલાકારોને માટે કશું જ જગતમાં અશક્ય ન હતું.

આ ચિત્રની પાસેજ ડાબી બાજુપર યક્ષ દમ્પતીનું નિર્દોષ પ્રેમ સૂચવતું ચિત્ર છે તે પણ અત્યંત મનોહર છે. બન્નેના સપ્રમાણ ને સૌંદર્યપૂર્ણ અવયવો તથા મુખપરનું અદ્ભુત લાવણ્ય ઘડીભર આ પ્રેમક્રીડા જોઇ રહેવાનીજ પ્રેરણા કરે છે. પતિપત્નીના સ્વાભાવિક પ્રેમનું આવું નિરુપણ તે વખતના સુખી સમાજનું જ પ્રતિબિંબ છે. જરા દૂર બેઠેલી પત્નીને આગ્રહથી પાસે લાવી વામભૂજાથી તેની વામભૂજાને મૃદુલસુખકર સ્પર્શ કરતો યક્ષ સ્વાભાવિક લાગણીઓને વશ થતો જણાય છે. સ્નેહપૂર્વક પોતાના હાથમાં રહેલું પેય ગ્રહણ કરવા તે આગ્રહ કરી રહ્યો છે. એની સઘળી રેખાઓ કળાકારની નિપુણતાજ બતાવે છે.

ગર્ભદ્વારની એક બાજુએ મારવિજયનો પ્રસંગ બતાવ્યો છે. બીજી બાજુએ શ્રાવસ્તીમાં બુદ્ધનો ચમત્કાર બતાવ્યો છે.

માર એટલે પાપીવૃત્તિઓનો રાજા. તે બોધિસત્ત્વ શાક્યમુનિને બુદ્ધ એટલે પૂર્ણ જ્ઞાનવાળા ન થવા દેવા તૈયાર થાય છે. બરાબર બુદ્ધ થવાની આગલી રાતેજ તે આવે છે. અનેક જાતના પ્રલોભનો અને ભય બોધિસત્ત્વને તે બતાવે છે. પણ બોધિસત્ત્વ પોતાનો અડગ નિશ્ચય છોડતા નથી એતો પ્રતિક્ષણે પોતાના ધ્યેય તરફજ આગળ વધ્યા કરે છે. તેમની આકૃતિ ૧૨ ફીટ ઉંચી ને ૮ ફીટ પહોળી છે જે આખા ચિત્રમાં તરી આવે છે. મારનું સૈન્ય બતાવવામાં ચિત્રકારોએ પીંછીપરનો અદ્દભૂત કાબુ અને જગતનું સૂક્ષ્મ નિરીક્ષણ વ્યક્ત કર્યું છે. મારના દસ સુભટ પૈકીના ચોથા સુભટ કામનું પ્રલોભન કેટલું બધું પ્રબળ હતું તે દર્શાવવા ચારૂ દેહલતાવાળી, ઉન્ન સ્તન ને વિશાળ નિતંબોવાળી, અને અનેક જાતનો અભિનય કરતી લલનાઓ બતાવી છે. એ પ્રસંગ એડવીન આર્નોલ્ડે 'લાઇટ ઓફ એશીયા' ના છઠ્ઠા પ્રકરણમાં ખુબ પ્રાસાદિક ભાષામાં વર્ણવ્યો છે જ્યાંથી જિજ્ઞાસુઓને જોવાની ભલામણ છે.

શ્રાવસ્તીના ચમત્કારમાં એક સાથે બુધ્ધ ભગવાને પોતાના જુદા જુદા રૂપ કેમ બતાવ્યા તે દર્શાવ્યું છે. અહીંથી જમણી બાજુ જતાં ચમ્પેય જાતકનો કથાપ્રસંગ આવે છે. બુધ્ધ ભગવાનના પૂર્વ જન્મમાં તે નાગ હતા તેની વાત છે. આ ચિત્ર પછી બીજી બે જાતક કથાના પ્રસંગો છે જેના નામ હજી સુધી મળી શકયા નથી. પછીનું ચિત્ર હિંદના ઇતિહાસમાં પ્રકાશ પાડે છે. હિંદુરાજા પુલકેશીની રાજસભામાં ઇરાનના રાજા ખુશરૂ પરવેશનો દૂત આવે છે. સાથે મનોહર ભેટો લાવે છે. ઈ. સ. ના સાતમા સૈકાનો એ

પ્રસંગ છે. આ ચિત્ર પછી મુખ્યદ્વાર આવે છે. ત્યાંથી આગળ વધતાં શિબિરાજા પારેવાને અભયદાન દે છે એ પ્રસંગ સુંદર રીતે ચિતરેલો દેખાય છે. એ પછી શંખપાળ જાતકનો કથા પ્રસંગ આવે છે જેમાં નાગરાજ ને કાશીરાજનું અતિ-ભવ્ય મિલન બતાવ્યું છે. આ બધાનું વર્ણન સ્વતંત્ર પુસ્તક સિવાય થવું અશક્ય છે.

આ ગુફામાં ફક્ત સાયંકાળે સૂર્યનાં કિરણ મંદિરના ગર્ભદ્વારે પહોંચે છે. બાકીનો સમય અંધકાર રહે છે. એ અંધકારમાં આવું કામ કેવી રીતે કર્યું હશે તે ખાસ વિચારવા જેવું છે.

## ગુફા નં. ૨

આ ગુફા પણ પહેલી ગુફાની જેમ મોટી ને ભવ્ય છે. આનું ચિત્રકામ પાછલા સમયમાં થયેલું હોય તેમ જણાય છે. એમાં પ્રવેશદ્વારની ડાબી બાજુએથી શરૂ કરી-એનો અનુક્રમે ક્ષાંતિવાદી જાતક, હંસજાતક, બુદ્ધ ભગવાનના જીવનના કેટલાક પ્રસંગો, શ્રાવસ્તીનો ચમત્કાર, રુરુ જાતક વિધુર પંડિત જાતક, પૂર્ણ અવદન, કુક્કુટશિક્ષા (!) અને અસિધારણ કરેલ બોધિસત્વ (?) નાં ચિત્રો છે.

આ બધામાં ક્ષાંતિવાદી જાતકનું ચિત્ર ઉત્તમ કોટિનું છે. દુર્ભાગ્યે એનો ઉપરનો ભાગ ખંડિત થયો છે, છતાં વસ્તુનું નિરૂપણ અત્યંત કુશળતાથી કરેલ હોવાથી તે તરત સમજાય છે. મનોહર મંડપ છે, તેની અંદર ક્રોધપૂર્ણ ચક્ષુથી એક રાજવી હાથમાં નાગી તલવાર લઇને બેઠો છે. તેના ચરણમાં તેના ક્રોધનો ભોગ થઇ પડેલી લલના જીવતદાન યાચે છે. અહાહા ! શું એ સુંદરીનો અભિનય છે ને ! એની

દયાની યાચના કોઇ પણ નિષ્ઠુર માનવી નજ ઠેલી શકે એમ પ્રેક્ષકને જોતાંજ લાગે છે. અરે આપણને પણ ઘડીભર દયા આવે છે ! આજુબાજુ લલનાગણ ભયથી કંપતો ને તેના જીવન માટે અરજ કરતો જણાય છે. આ આખી કથા નીચે મુજબ છેઃ—

બુદ્ધ ભગવાન પૂર્વજન્મમાં એક વખત તવંગર બ્રાહ્મણના પુત્ર હતા. સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી જ્યારે તે યૌવનવયને પામ્યા ત્યારે માતાપિતાનું મરણ થયું. એમણે એ ભોગવિલાસમાં નહિ લલચાતાં બધી સંપત્તિનું દાન કરી દીધું ને મુનિ બન્યા. વિહાર કરતાં એક વખત તે બનારસ ગયા. ત્યાં રાજાના બગીચામાં સ્થિરતા કરી. એ વખતે કાશીરાજ મદિરાપાન કરી નર્તકીઓ સાથે આનંદક્રીડા કરવા એજ બાગમાં આવ્યો. સંગીતની ધૂન જામી રાજાને ખુબ રસ પડયો. એમ કરતાં તે નિદ્રાવશ થયો એટલે નર્તકીઓએ સંગીતનો સાજ ત્યાં જ છોડી દીધો ને મુનિનો ઉપદેશ સાંભળવા ચાલી ગઈ. દરમ્યાન રાજા જાગ્યો તો કોઈ મળે નહિ. તેને ખબર પડી કે નર્તકીઓ પોતાને છોડી એક મુનિનો ઉપદેશ સાંભળવા બેઠી છે. આથી ક્રોધાયમાન થઈ હાથમાં તલવાર લઈ તે મુનિ આગળ ગયો અને પૂછ્યું તું શેની વાતો કરે છે ? મુનિએ ધીર ગંભીરવાણીથી જવાબ આપ્યોઃ ક્ષાંતિ-વાદની (ક્ષમાધર્મની) 'શું ? ક્ષાંતિવાદ'? ક્રોધથી ફડફડતા હોઠમાંથી અવાજ નીકળ્યો; "હું જોઈશ તારો ક્ષાંતિવાદ." એમ કહી પાસેના અનુચરને આજ્ઞા કરીઃ કાંટાના ઝરડાથી એની ખબર લ્યો. પછી બે હજાર ફટકા મારો ને હાથ

નાક, કાન, પગનો ઉચ્છેદ કરો. આજ્ઞાનો અમલ થયો. દરેક ફટકા પછી ને અંગના વિચ્છેદ પછી એમને પૂછવામાં આવ્યું કે તું શેનો ઉપદેશ કરે છે? બોધિસત્વે એક જ જવાબ આપ્યો: હું ક્ષાંતિવાદનો ઉપદેશ કરૂં છું. ક્ષાન્તિ હાથ, કાન, નાક, પગમાં નથી પણ હૃદયમાં છે. તેનું સ્થાન હૃદયમાંથી કદી ચ્યૂત થાય તેમ નથી. આ સાંભળી તેમના હૃદયપર ક્રોધથી લાત મારીને રાજા ચાલ્યો ગયો. તે ચાલ્યો એટલે ધરતીએ માગ દીધો ને તેમાં તે દટાઈ ગયો. રાજાના સેનાધિપતિએ આ મહાપુરૂષની સુશ્રૂષા કરી.

૩ જી થી ૧૫ મી ગુફા સુધીમાં ભિન્ન ભિન્ન વસ્તુઓ લક્ષ ખેંચે છે. કોઈના સ્થંભો, કોઈની મૂર્તિ, કોઈની ચિત્ર સંખ્યા. કોઈ કોઈ ગુફાઓ અધૂરી પણ રહી ગઈ છે જેના પરથી એનું ખોદકામ કેવી રીતે થતું હશે તેનો ખ્યાલ આવે છે.

૧૬ મા નંબરની ગુફા. આ ગુફા સહુથી મોટી ગણાય છે. ૭ સ્થંભો એની આગલી છતને ટકાવી રાખે છે. અહીં બન્ને બાજુની ગુફાઓ નજરે પડે છે. નીચે વાંકીચૂંકી વહેતી નદી પણ મનોરમ લાગે છે. આ ગુફાની છત ચિત્રથી ભરપૂર છે. તેમાં ઇન્દ્ર અને તેનો પરિવાર તથા પ્રણયોત્સવ નામનું ચિત્ર અત્યંત પ્રશંસાને પાત્ર છે. ગુફાની અંદરનો રંગમંડપ ૬૫ ફીટ લાંબો ને ૧૫ ફીટ ઉંચો છે. તેની દિવાલો પર બુદ્ધ ભગવાનના જીવનના અનેક પ્રસંગો ચિતરેલા છે: બુદ્ધ ભગવાનની માતા માયાદેવીનું ૭ દંતૂશળવાળા શ્વેતહાથીનું સ્વપ્નદર્શન ને તેમનું ગર્ભાધાન; વિશ્વામિત્ર ગુરૂની નિશાળમાં સિદ્ધાર્થકુમારનું જવું ને પોતાની

શક્તિનો અદ્‌ભૂત પરિચય આપવો; રથમાં બેસીને સિદ્ધાર્થ કુમારનું નગરમાં જવું ને દરેક વખતે દયા ઉત્પન્ન થાય તેવા દશ્યો જોવા; મહાભિનિષ્ક્રમણ પછી સિદ્ધાર્થ મુનિએ રાજગૃહીમાં જવું ને બિંબિસાર રાજાનું દર્શન કરવા આવવું; સુજાતાનું ભોજન આપવું વગેરે વગેરે. બુદ્ધ, યશોધરા ને રાહુલનું મોટું ચિત્ર પણ અહીં જ દષ્ટિગોચર થાય છે. આ ગુફાના સ્થંભોપર વૃકોદર કીચકો બતાવ્યા છે, તે જાણે પોતાના જ માથે છતનો ભાર ન ઉપાડતાં હોય તેવો ભાવ દર્શાવ્યો છે. મંડપની છત અદ્‌ભુત ભાતચિત્રથી ભરેલી છે.

## ગુફા નં. ૧૭

આના દ્વાર આગળ જ નાગરાજના કુટુંબની ભવ્ય શિલ્પકૃતિ છે. છતમાં ને અંદરના ભાગમાં સેંકડો ચિત્ર છે. જેમ ઈલુરાના કૈલાસમંદિરમાં શૈવધર્મીઓએ પોતાના ધર્મના એક પણ મહત્વના કથાપ્રસંગને શિલ્પમાં ઉતાર્યા સિવાય છોડયો નથી તેમ આ અજન્તાની ગુફાઓમાં બૌદ્ધધર્મ વિષે બન્યું છે. તેમણે પણ બુદ્ધ ભગવાનના જીવનના દરેક પ્રસંગ અવનવા ભાવથી ને અદ્‌ભુત કળા કૌશલ્યથી ચિતર્યા છે. બહારના છજામાં સંસારચક્ર, ગાંધર્વો તથા મદોન્મત્ત હાથીને અંકુશમાં લાવવાનાં ચિત્ર છે. અંદર ડાબી બાજુથી શરૂ કરતાં શદ્દંતજાતક, મહાકપિજાતક, વિશ્વાંતરજાતક, સુત્તસોમજાતક ને બીજા પણ દસ જાતકો છે. જેમાં સિંહલ અવદન જાતકમાં વ્હાણભગ્ન થતાં સમાચાર આપવા આવતો રાજદૂત ભાવ ને રેખાંકનનો અદ્‌ભૂત નમૂનો

છે. રૂપાવલિ તથા કુમારમાં એની પ્રતિકૃતિઓ પ્રસિદ્ધ થઈ છે જે જોવાની ખાસ ભલામણ છે.

એ વખતની ધર્મભાવના, સમાજજીવન, કળાકૌશલ્ય, વિજ્ઞાન ને શિક્ષણ કેવાં હશે તે આ ગુફાઓનાં યથાર્થ દર્શન કરતાં જણાઈ આવે છે.

અનેક જાતકપ્રસંગો દોરીને મનુષ્યના ચિત્તને પાપી વૃત્તિઓમાંથી પવિત્ર વૃત્તિ તરફ દોરી જવાનો એમાં દૃઢ સંકલ્પ છે. મનુષ્ય માત્ર સરખા છે. દરેક સુખને ચાહે છે. ક્રોધ, ઈર્ષ્યા, અભિમાન, વિષયલાલસા વગેરેથી આત્મિક જીવનનું પતન છે ને પરિણામે કેવળ દુ:ખનો અનુભવ થાય છે તે એમાં બતાવ્યું છે. એમાંથી પર થવાથી જ નિર્વાણની પ્રાપ્તિ થાય છે તે એનો મુખ્ય સંદેશો છે.

એ વખતનું સમાજજીવન ઘણી જ ઉચ્ચ જાતનું જણાય છે. ગમે તેવી મનોહર નવયૌવનાઓ જુઓ પણ મુખપર વિષય લાલસાનો ભાવ નથી. જાણે તે સૌન્દર્ય આત્માની ઊંડાણમાંથી ઝરતું હોય તેવું જણાય છે. તે વખતની રાજરાણી ને દાસી, નગરલલના ને સાધ્વી, બધા જાણે સ્વતંત્રતાના વાતાવરણમાં મ્હાલી રહ્યાં હોય એવું લાગે છે. સ્ત્રીઓનું સ્થાન તે વખતે ખુબ ઉંચું હતું. તેમનાં જીવન ખુબ કલામય હતાં. આવી સંસ્કારી લલનાઓના પુત્ર સંસ્કારી ને તેજસ્વી નિવડે એમાં નવાઈ શું? કળાકૌશલ્ય તો ઘણી ઉચ્ચ કોટિએ પહોંચ્યું હતું. ચિત્રકળાનો અદ્ભૂત વિકાસ આ ચિત્રો પરથી જ જોઈ શકીયે છીએ. વાત્સ્યાયને ચિત્રકળાના જે છ ભેદનું નિરુપણ કર્યું છે તે છએ ભેદ અહીં ઉત્કૃષ્ટ રીતે ખીલેલાં છે. બાંધકામ ને



**નાગરાજનું કુટુંબ**

અજન્તાની ૧૯મી ગુફાના દ્વાર આગળની એક મનોહર શિલ્પકૃતિ

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

શિલ્પનો પણ આ ગુફાઓ પરથી જ પરિચય થાય છે. રંગની બનાવટ વિષે તેમનું જ્ઞાન કેટલું ઉંડું હતું તે બે હજાર વર્ષ સુધી મૂળરૂપમાં જળવાઈ રહેલા જળરંગો પરથી કલ્પી શકાય છે. વસ્ત્ર ને અલંકાર બનાવવાની કળા પણ ચિત્રદ્વારા સારી રીતે જાણી શકાય છે. વાસણો બનાવવાની વિદ્યાનો તે સમયે કેટલો બધો વિકાસ થયો હતો તે ભિન્ન ભિન્ન આકારનાં ચિતરાયેલાં વાસણો આપણને કહે છે. સંગીત, નૃત્ય અને નાટય તો જીવનમાં જ વણાઈ ગયા હતા. તે આ ચિત્રોમાં દરેક પળે દૃષ્ટિગોચર થાય છે, શસ્ત્રાસ્ત્ર સજવાની કળા, વેણીબંધન, વસ્ત્ર પરિધાન, પુષ્પ ઉછેર, પશુસૃષ્ટિ સાથેનો ઉંડો પરિચય પણ આ ચિત્રોમાંથી સમજાય છે.

આવી ગુફાઓ સંગ્રહસ્થાન કરતાં પણ વધારે જ્ઞાન આપતી. એમાં દાખલ થવાને ટીકીટો ખરીદવી પડતી નહિ કે પૈસા આપવા પડતા નહિ. કોઈ પણ જગત પર જન્મેલો મનુષ્ય એના દર્શનનો લાભ લઈ પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરી શકતો. આજે બીજી વસ્તુઓનો ઉપભોગ જેમ મુઠીવદીઓ જ કરી શકે છે તેમ ચિત્રકળા વિષે પણ બન્યું છે. જે કલા ધર્મમંદિરો, ધર્મશાળાઓ ને વિહારોને વિભૂષિત કરતી ને તેથી સર્વ કોઇને તેનો લાભ મળતો તે આજે ફક્ત શ્રીમંતોના રંગભુવનને જ શણગારે છે. અને આમવર્ગને તેનો લાભ પણ મળતો નથી. શિક્ષણનો અર્થ આજે જે સંકુચિત અર્થમાં થાય છે તેવો તે વખતે થતો નહિ. હૃદયશુદ્ધિ ને મનોવિકાસ એ શિક્ષણનો મુખ્ય અર્થ હતો અને એથી સમાજ વીર્યવાન ને પ્રતિભાશાળી બની શક્યો હતો.

આ બધી ભારતની પ્રાચીન ગૌરવકથા સંભારતાં આંખમાંથી આંસુ પડે છે. તે વખતના સ્વર્ગસૃષ્ટિસમા સમાજને બદલે આજે દુઃખ શોક ને નિરાશાથી ઘેરાયેલો સમાજ નજરે પડે છે. ધાર્મિક જીવન નષ્ટ થયું છે. સમાજ સડી ગયો છે. કળાકૌશલ્ય લુપ્ત થયું છે. વિજ્ઞાન વિસરાઈ ગયું છે ને શિક્ષણને નામે અનેક ધતિંગો પ્રવર્તિ રહ્યાં છે. આ બધું શેનું પરિણામ ? ધર્મની મૂળભાવના ભૂલી આપણે બાહ્ય-સ્વરૂપને પકડી રાખ્યું ને સમયને અનુરૂપ ફેરફાર સમાજમાં ન કર્યો. ભાઇભાઇમાં પણ કલહ કરી વિષનાં બીજ વાવ્યા નેપરદેશીઓના પરિક્રમણમાં ગુલામ બન્યા. આજે તો કચડા-યેલા દબાયેલા, ગુલામી મનોદશાવાળા આપણે પેટનો ખાડો પૂરવામાંથી ઉંચા આવીએ તોજ આ બધી વાતો કરીએ ને ? એ તો જ્યારે ગુલામીની જંજીરો તોડીને ભારતવા-સીઓ સ્વતંત્રાની ખુશનુમા અનુભવશે અને જગતને પોતાનો મૂળ આદર્શ ફરી આપશે ત્યારેજ સર્વ કાંઇ થશે.

ગુફાઓમાં બપોર ગાળતાં આવા આવા તો કંઇ વિચારો પસાર થઈ ગયા. ગુફાઓને જોઇને આહ્લાદ થવાને બદલે ઉલટો ખેદ થયો. પ્રાચીનની પ્રશંસા માત્ર કરવાથી શું ? એનાથી હૃદયને સંતોષ થતો ન હતો. આપણે આજે એ હાલતમાં ફરી કેમ આવીએ એ જ વિચાર સાલ્યા કરતા હતા.

કોઈ પણ સંસ્કારમુમુક્ષુ આ કલાતીર્થની યાત્રા કર્યા વિનાનો ન હોવો જોઇએ. ફુરસદ મેળવી મેળવાય છે એ લક્ષમાં રાખી ગમે તે ભોગે પણ એક વખત અહીં આવવુંજ જોઇયે. આ ગુફાઓનો ખાસ અભ્યાસ કરનારે તો જુદી

જુદી ઋતુમાં આવવું ને તેના પ્રાકૃતિક સૌંદર્યનો પરિચય કરવો. ઓક્ટોબર માસ આ સ્થળ માટે સહુથી સરસ ગણાય છે.

લગભગ ચાર વાગતાં આ કળાતીર્થને પુનઃ પુનઃ વંદન કરી ફરદાપુર ભણી ચાલ્યા. ત્યાં જવાને પાકી સડક છે. થોડું ચાલ્યા પછી ટૂંકો રસ્તો આવ્યો એટલે ત્યાં જવાને લલચાયા. ભૂલા પડવાનો ભય અમે રાખ્યો ન હતો. સવા કલાકમાં ફરદાપુર આવી પહોંચ્યા. ગામ આવતાં સહુએ ભેગા થઇને જ જવું એવો સંકેત હતો એટલે અહીં થોભવું પડયું. કારણ કે બે જણ સડકને માર્ગે આવતા હતા. થોડી રાહ જોઈ પણ તે ન જણાયા એટલે રસોઈનું કામ ચાલુ કરવા વિચાર કર્યો. ગામની અંદર ન જતાં એક લુહારની કોડ આગળ કૂવો હતો ત્યાં પડાવ નાંખ્યો. ગામમાં મુખ્ય વસ્તી મુસલમાનની છે પણ વેપારીઓ મારવાડી છે. તેમને ત્યાંથી સૂકી ગવારની શીંગો ને દાળ–ચોખા ખરીદી ખીચડીને શાક તૈયાર કર્યા. આટલી ઝડપથી રસોઈ કોઈ વખત ભાગ્યે જ કરી હતી. સાડાસાત સુધીમાં, રાંધી, જમી, વાસણ સાફ કરી બધું કામ પતાવી દીધું. દરમિયાન પેલા બે આવી મળ્યા હતા.

રાત્રે લેમ્પ સળગાવી સીધી સડકે આગળ વધ્યા.

અહીંથી પાહુર ૯ માઇલ છે. ત્યાંથી જળગામ ૨૮ માઇલ થાય છે.

ક્યાં પડાવ નાંખવો તે નક્કી ન હતું એટલે સહુ સાથે ચાલતા હતા. ઉપર તારલીયા સ્મિત કરતા હતા. આસપાસ અંધારી રજની ફરી વળી હતી. એથી વૃક્ષ ઘટાઓ શ્યામ-

ભૂત જેવી જણાતી હતી. અમારો માર્ગ વાર્તાનું શ્રવણ કરતાં કેમ કપાતો હતો તેનો ખ્યાલ કોઇને જ ન હતો. વચ્ચે વચ્ચે નિઝામ સરકાર ને અંગ્રેજ સરકારની સરહદ બતાવનાર પાટીઆં આવતાં હતાં. લગભગ ૬ માઇલ ચાલ્યા પછી એક નાનો સરખો પાણીનો વ્હેળો આવ્યો. તેનો કિનારો પડાવમાટે પસંદ કર્યો. જમીન કાંકરાથી ભરેલી હતી તે સાફ કરી શેતરંજીઓ પાથરીને આડા થયા. સહ્યાદ્રિના ઘાટની જેમ આજે પણ ખુલ્લા મેદાનમાં પડાવ થયો હતો.

તારાજડીત રાત્રિએ ખુલ્લા મેદાનમાં સૂતાં પ્રકૃતિના પ્રેમીને જે આહ્લાદ આવે છે તે શું મહેલના પલંગોમાં આવે ખરો ?



: ૧૭ :

## પંદરમો દિવસ : પાહુરથી જળગામ ને ખંડવા

જગત પર પોતાનું સામ્રાજ્ય ચાલે છે એ વિચારે નિશાદેવી ચકચુર હતી. તેનો પ્રધાન કામદેવ, આ રાજ્યમાં અનયંત્રિત સત્તા ચલાવતો હતો. તેના સુભટો જે નિશાચર નામે ઓળખાય છે તે સ્વચ્છંદે મ્હાલતા હતા. આ સામ્રાજ્યની સામે બળવો ઉઠાવી શકે એવી કોઈની સત્તા ન હતી. થોડા ઘણા જે એવી સત્તા ધરાવતા હતા તે ક્રાન્તિકારીઓની જેમ બળવો જગાવવાની યોગ્ય તક જોતા હતા. માતા પ્રકૃતિને આ શાસન તરફ તિરસ્કાર છૂટયો એથી ભગવાન સૂર્યનારાયણને એનો નાશ કરવાની પ્રેરણા કરી. તેણે યુદ્ધ જગાવતાં પહેલાં પોતાની ખાનદાની મુજબ નિશાદેવીને સમજાવવા પ્રિય ઉષાને દૂત તરીકે મોકલી. તેણે કહ્યું: "રજની ! મહારાજ સૂર્યદેવ કહેવરાવે છે કે તારો અંધકારમય, પ્રપંચમય, અધિકાર જગત પરથી ઉઠાવી લે અને સમજીને શરણે આવ, નહિતર શીઘ્ર ત્હારો નાશ થશે." પણ દુરાગ્રહથી ગ્રસ્ત થએલ મન એમ માને ખરાં ? નિશાદેવી વિચાર કરવા લાગી: " આવું વિશાળ રાજ્ય શું ધમકી માત્રથી છોડી દેવું ? નહિ, નહિ, એતો કેમ બને ?

મારૂં સૈન્ય પ્રબળ છે. મારી તિમિરચાદર એટલી અભેદ્ય છે કે કોઈનાં શસ્ત્ર તેને ભેદી શકે તેમ નથી. સૂર્ય બિચારો શું કરશે ?" તેણે જવાબ આપ્યો: "ઉષા ! વચનમાત્રથી ડરી જાઉં એવી નિર્બળ હું નથી. તું જેના તરફથી સંદેશો લાવી છું તેને કહેજે કે મારાં શસ્ત્રો તેની સાથે લડવાને પુરતાં છે." "અરે રાણી ! જરા વિચાર." મુખ કંઈ લાલ થઈ જતાં ઉષા બોલી: "ક્યાં રંક ક્યાં રાજા ! ક્યાં તૃણ ક્યાં મેરુ ? એ મહાન ચક્રવર્તી રાજા આગળ ત્હારો શો હિસાબ છે ? ગુમાન છોડી ત્હારી સાચી સ્થિતિનો ખ્યાલ કર. તેનું એક પણ શસ્ત્ર ત્હારાથી ખાળી શકાય તેમ નથી." "એતો યુદ્ધ થશે ત્યારે જોઈશું" એમ ટુંકમાં જવાબ આપી ઉષાની શિખામણની નિશાદેવીએ ઉપેક્ષા કરી. ચંચળ ઉષા આથી વધારે ખિન્ન થઈ. મુખપરની લાલાશ વધી ગઇ ને સંકેત માત્રથી સૂર્યનારાયણને આ સઘળા સમાચાર આપ્યા. સૂર્યનારાયણે અરુણ સારથિને બોલાવી પોતાનો સાત ઘોડાવાળો રથ જોડાવ્યો ને પૂર્વ દિશાના કિલ્લા પર આક્રમણ શરૂ કર્યું. આ સમયે યુક્તિથી પ્રકાશનું થોડું સૈન્ય પશ્ચિમ દિશામાં પણ મોકલી આપ્યું. નિશાદેવી પણ આ યુદ્ધનો સામનો કરવાની તૈયારી કરી ચૂકી હતી ને ચંચળ નયને કઈ દિશામાંથી હલ્લો થાય છે તેની જ પ્રતીક્ષા કરતી હતી. એકાએક પૂર્વ દિશામાં સૈન્ય આવે છે એવાં ચિહ્ન દેખાયાં અને અત્યાર સુધી કબજે રાખેલું હૃદય ધ્રૂજવા લાગ્યું, છતાં હિંમત લાવી પોતાના સૈન્યને અઢાઇ કરવાનો હુકમ કર્યો. બન્ને પક્ષ તરફથી તીરનો વરસાદ વરસતાં અનેક સુભટો ઘાયલ થયા

ને તેના રક્તથી ગગનાંગણુ લાલ રંગે રંગાઇ ગયું. નિશા-દેવીનું સૈન્ય સૂર્યના પ્રચંડ મારા સામે ટકી શક્યું નહિ, એટલે પશ્ચિમ દિશા તરફ ન્હાસવા લાગ્યું. ત્યાં તો પહેલેથી જ સૂર્યનારાયણે નજર દોડાવી પોતાનું સૈન્ય ગોઠવી દીધું હતું, એટલે ઉત્તર અને દક્ષિણુ દિશામાં એ લશ્કરે પલાયન કર્યું. કોઇ ગિરિગુફામાં સંતાયું, કોઈ ભોંયરામાં સંતાયું, તો કોઇએ એદીના મકાનમાં આશ્રય લીધો. બિચારા તારાનાં તો મ્હોં જ લેવાઇ ગયાં અને શું કરવું તે તેમને સૂઝયું નહિ. સૂર્યનારાયણે થોડીવારમાં પૂર્વ તરફની દિવાલ તોડી પાડીને હર્ષાન્વિત હૃદયે જયનાદ કરતાં પ્રવેશ કર્યો. નિશાદેવીના રાજ્યથી કંટાળેલા જગતને આથી આનંદ આનંદ થઈ રહ્યો. પુષ્પો ટોળે મળી સ્મિત કરવા લાગ્યા. મનુષ્યો પુષ્પ અને અર્ધ્યથી તેનું સન્માન કરવા લાગ્યા. વિહગગણુ મધુર કલરવથી ગાન ગાતા લાગ્યો. મનુષ્યો મધુર શ્લોકોથી સ્તુતિ કરવા લાગ્યા. સૂર્યનારાયણે સર્વનું સન્માન ઝીલી સિંહાસન પર સ્થાન લીધું અને તેની ખુશાલીમાં પકડાએલા કેદીઓ–તારાઓ–ને છોડી મૂક્યા. અમે પણુ એ હર્ષમાં ભાગ લેતા અમારો પંથ કાપવા લાગ્યા ને થોડીવારમાં પાહૂર આવ્યા.

નાની સરખી નદીના કિનારે ઉભેલું એ મ્હોટું ગામ કુદરતની કૃપાથી સુખી હતું. અમે તેની એક હરીઆળી વાડીમાં મુકામ કર્યો. કુવાના શીતળ જળથી મુખશુદ્ધિ કરી કાંઇ ફળફળાદિનું નૈવેદ્ય ખરીદવા વિચાર કર્યો: એ કોને ધરવાનું હતું તે સહુ સારી રીતે સમજી શકે તેમ છે. કોઇ યક્ષ, યક્ષણી કે માતામેલડીને વરસે કે છ માસે

નૈવેદ્ય ધરાવીએ તો રાજી થાય પણ આ પેટ રાક્ષસ એવો છે કે તેને તો દિવસમાં ત્રણ વખત નૈવેદ્ય ધરવા જોઇએ. તેને ધરવા થોડી તાજી રોટીઓ ને તડબૂચ લીધાં.

નૈવેદ્ય ધરાવતાં પ્રવાસનો નવો કાંડ કયો રચવો તેની ચર્ચા ચલાવી. પહેલો કાંડ નાશિક પૂરો થયો હતો. બીજો ઇલુરા પૂરો થયો હતો. ત્રીજાની પૂર્ણાહુતિ અજન્તા થઇ હતી ને ચોથાનો હવે નિર્ણય કરવાનો હતો. પ્રવાસની ભૂખતો ભાંગવાને બદલે વધારે વધારે જાગૃત થતી હતી. જળગામથી સુરત થઇને અમદાવાદ જવાનું કોઇને રુચ્યું નહિ. જળગામથી ખંડવા ને ત્યાંથી ઓંકારેશ્વર જઇએ તો કેમ એ પ્રશ્ન મારા તરફથી ચર્ચા માટે રજુ થયો, પણ વિના ચર્ચાએ જ સર્વેએ તેને સમ્મતિ આપી.

અહીંથી જળગામ સુધી રેલ્વે ને મોટર બન્ને જાય છે. તેમાંથી મોટર વધારે સુગમ પડે છે. અમે જલ્દી પહોંચવા આજે મોટરનો ઉપયોગ કર્યો ને દોઢેક કલાકમાં જળગામ આવ્યા. રસ્તો પાકી સડકનો છે અને તેની બંને બાજુએ વૃક્ષ ઘટાઓ છે.

જેમ દરેક વસ્તુને બે બાજુ હોય છે તેમ શહેરને પણ સગવડ અને અગવડ બન્ને બાજુ હોય છે. જોઇતું વસ્તુવાનું ઝટ મળે તો ઉતરવાનું ઝટ ન મળે. શિક્ષણ વગેરેના સાધન હોય તો સ્વાશ્રય અને નિર્ભયતાનો લોપ હોય.

જળગામ પૂર્વ ખાનદેશની છાવણી હોવાથી મોટું શહેર છે. એમાં સબોર્ડીનેટ જડજની કોર્ટ, ૧ પોસ્ટ ઓફીસ

તથા ૬ નિશાળો છે. અને અમેરિકન એલાયન્સ મીશનની શાળા પણ છે. અમેરિકાની લડાઈ પછી આ શહેરનો રૂનો વેપાર ખુબ વધ્યો છે ને હાલ ૬ કોટન પ્રેસ, ૨ મોટી જીનીંગ ફેકટરી અને એક કોટન સ્પીનીંગ મીલ છે. મ્યુનિસિપાલિટીએ જુની કોટન મારકેટ આગળ એક બાગ બનાવેલો છે જે પ્રમાણમાં ઠીક છે. રસ્તા પાકી સડકના બાંધેલા છે ને પાણીના નળ એક તળાવમાંથી લીધેલા છે. એકંદરે શહેર ઉદ્યોગવાળું ને આબાદ જણાય છે.

અમે બાવાજીથી ઉભરાતી સ્ટેશન પાસેની ધર્મશાળામાં મુકામ કર્યો. અહીં શનિવારે બજાર ભરાય છે; અને દૂર દૂરથી બધો માલ વેચાવા આવે છે. સામાન ધર્મશાળામાં રાખી તે જોવા ગયા. તેમાંથી ફળફળાદિ તથા પાકી કેરીઓની ખરીદી કરી.

રસોઈ બનાવવાને સમય ન હતો એટલે હલવાઇને ત્યાં પૂરીઓ તૈયાર કરાવી જમી લીધું.

અહીં એક અજાયબ દેખાવ નજરે પડયો. કેટલાક સાધુઓએ “ રામ ” શબ્દના છુંદણાંથી શરીરના પ્રત્યેક અંગને ચિતરી કાઢેલું હતું. પગથી તે માથા સુધી એવો એક પણ ભાગ નહિ કે જ્યાં ‘ રામ ’ શબ્દનું છુંદણું ન હોય. નાક અને આંખનાં પોપચાં પર પણ એ શબ્દનાં છુંદણાં પડાવેલાં પછી તેમના વસ્ત્રની તો વાતજ શી ! છત્રી તો ‘ રામ ’ શબ્દની ભાતથી ભરપૂર. ધોતી ને રૂમાલ વગેરે પણ તેવાંજ. પહેલાં તો આ જોઈ કમકમાટી આવી ! આટલાં બધાં છુંદણાં આ એક માણસ કેવી રીતે સહન કરી શકયો હશે ! બીયા ને તુલસીના રસને ચોપડી

તેના ઉપર તિક્ષ્ણ સોયો ભોંકવાથી આ છુંદણાં પાડી શકાય છે. બીજીજ ક્ષણે વિચાર આવ્યો: “ એમને કદાચ એટલું કષ્ટ નહિ લાગ્યું હોય. કોઈ વસ્તુ જ્યારે મનમાં અગ્રસ્થાન ભોગવી રહી હોય છે ત્યારે બીજી બધી વસ્તુઓ ગૌણ બની જાય છે. વખતે એમને પણ રામ નામની ભક્તિમાં એનું દુઃખ ગૌણ બની ગયું હોય. જો રામને માટે ખરેખર સાચીજ ભક્તિ હોય ને તેથીજ જો આવું દુસહ્ય કષ્ટ સહન કર્યું હોય તો તેમને સહસ્ત્ર વંદન છે; પણ જો કેવળ બાહ્યાચાર ને વશ થઇ આ કષ્ટ સહન કર્યું હોય તો તે દયાને પાત્ર છે.

તેમના સંપ્રદાયની હકીકત જાણવાની ખુબ ઇચ્છા થઈ આવી એટલે તેમની પાસે ગયો. પણ તે મારી ભાષા સમજતા નહતા, તેમની ભાષા હું સમજતો ન હતો. ઓરીસા તરફના એ હતા ને રામેશ્વરની યાત્રાએ જતા હતા એટલું જ ફક્ત જાણી શકયો.

સાડાત્રણને સુમારે અહીંથી ભુસાવળ રવાના થયા. ભુસાવળથી ગાડી બદલવાની હતી એટલે થોડીવાર ત્યાં પડયા રહ્યા. સાંજનાં પાંચ વાગતાં ત્યાંથી આગળ વધ્યાં.

તાપી નદીની ખીણમાંજ રેલ્વે આગળ વધે છે એથી સૃષ્ટિસૌંદર્યનો લાભ સારો મળે છે. શરૂઆતમાં આંબાવાડિયાં આવવા લાગ્યાં અને પછી કાળી નાગણ જેવી કાળી જમીન નજરે પડી. તેમાં કપાસ ને ઘઉંનો પાક પુષ્કળ થાય છે. રેલ્વેએ ડુંગરમાં ઘાટ કાપી કાપીને તેમાં માર્ગ કર્યો છે. વાંકીચુકી જતી આ રેલ્વે જોઇને ખુબ ગમ્મત આવવા લાગી.

પછી જંગલ શરૂ થયાં. પછી વળી સુકા પ્હાડ આવ્યા. એમ કરતાં ફરીથી નિશાદેવીની ચડાઈ થઈ. કાંઇ દરેક વખતે એની થોડીજ હાર થાય? પ્રબળ પ્રતાપી સૂર્યને પણ તેણે હરાવી દીધો ને પશ્ચિમનાં અનંત આકાશમાં ડુબાડી દીધો. હવે બીજું કાંઈ નિરીક્ષણ કરવું શકય ન હતું એટલે ડબ્બામાંજ દષ્ટિને ગોંધી રાખી. રસ્તામાં છીંદરીને માટે પ્રખ્યાત થએલું બુરાનપુર આવ્યું, પણ ઝોકાં ખાવાની લ્હેજતમાં તેના સ્ટેશનપર ઉતરવાનું યે મન ન થયું. રાતના સવાનવના સુમારે ખંડવા આવ્યા.

સ્ટેશન સ્હામેજ રાજમહેલ જેવી દેખાતી પાર્વતી-બાઇ ધર્મશાળા છે, ત્યાં ઉતારો કર્યો. ઘણી ઘણી મુસાફ-રીઓ કરી પરંતુ આવી ધર્મશાળા આજે પહેલ વહેલી જોઈ. ખુબ વિશાળ છતાં સ્વચ્છ છે. ખુબ સગવડવાળી છતાં સુલભ છે. ત્યાંના મુનીમ ખુબ નમ્ર ને માયાળુ હોવાથી ઉતારૂની બધી સગવડ પર ધ્યાન આપે છે. ધર્મશાળાની વચ્ચે નાનો ભાગ છે તેની અંદર હૉજ છે, ને આજુ બાજુ આરસની સુંદર બેઠકો છે. આસપાસ ઉતરવાની ઓરડીઓ છે. એક બાજુ રસોડાની હાર છે. ધોતીઆં સુકવવાની સગવડ કરવી પણ ધર્મશાળા બંધાવનાર ભૂલ્યા નથી તે તેમનો આદર્શ ધર્મશાળા બંધાવવાનો વિચાર બતાવે છે. સાંભળવા પ્રમાણે આના માલિક ખુબ પૈસાદાર અને સાઠ ગામના માલિક છે અને તેમને રાજાનો ઇલ્કાબ મળેલો છે. ધર્મશાળામાં સામાન મૂકી અમે શહેરમાં ગયા. વીજળીની રોશનીમાં તેની બજારો દેખાવડી લાગતી હતી. અત્યારે પણ હલવાઇની દુકાનનો આશ્રય લીધો ને મોડી રાત્રે પાછા ફર્યા.

## સોળમો દિવસઃ

**ખંડવાથી ઓંકારેશ્વર**

ખંડવા એ મધ્ય હિંદુસ્તાનનું એક વેપારી મથક ને રેલ્વે જંકશન છે. ઘઉં તથા રૂ ને બીજાં અનાજનો વેપાર બહુ સારા પ્રમાણમાં ચાલે છે; તેથી શહેર દિવસે દિવસે આબાદ થતું જાય છે. અહીં દર રવિવારે એક મ્હોટું બજાર ભરાય છે. જ્યાં દૂર દૂરથી લોકો માલ વેચવા આવે છે. આ બધા ભાગમાં લગભગ અઠવાડીઆમાં એક દિવસ બજાર ભરવાની પ્રથા છે. આથી ખેડુતોને પોતાનો માલ વેચવાની સારી સગવડ મળે છે. વેપારીઓને પણ માલ ખરીદવાની યોગ્ય તક મળે છે. આજે રવિવાર હતો એટલે એક મ્હોટા ચોગાનમાં બજાર ભરાયું હતું. ત્યાં ફળફળાદિ, શાકભાજી, અનાજ, ઈમારતી લાકડાં, માટીનાં તથા ત્રાંબા પિત્તળનાં વાસણ, કપડાં વગેરે મળતાં હતાં. આખું બજાર જોઈ બીજા જોવા લાયક સ્થળોની તપાસ કરી. અહીં ખાસ જોવા જેવી ઇમારત કે કોઈ ઐતિહાસિક સ્થળ નથી પણ દિગમ્બર જૈનનું તથા વૈષ્ણવનું મંદિર દર્શન કરવા લાયક છે. બન્ને સ્વચ્છ અને શાંતિમય છે.

ગુજરાતી વેપારીઓ અહીં સારા પ્રમાણમાં છે. તેઓ ઘઉં અનાજ તથા ચાંદીનો વેપાર કરે છે. હિંદુસ્તાનનો

એક પણ ભાગ ભાગ્યેજ એવો હશે જ્યાં આપણા ગુજરાતીઓ વ્યાપારાર્થે નહિ પહોંચ્યા હોય. બીજા બધા કરતાં વ્યાપારતો ગુજરાતીઓ જ કરી જાણે છે એ વાત ખરી છે. તેમની કરકસર, મીઠીવાણી, વ્યાપારી હિમ્મત ને વારસાના સંસ્કાર એમાં મુખ્ય ભાગ ભજવે છે.

અહીંના મકાનો પત્થરના ને મજબુત છે. એકંદરે શહેર દેખાવમાં સારૂં લાગે છે.

દશ વાગતાં અહીંથી ઉપડવાનું હતું એટલે સ્ફૂર્તિથી બધું જોઈ લીધું. રસ્તામાંથી એક કાઠિયાવાડી કંદોઇના મશહુર ગાંઠીઆ તથા ગોળ લઈ લીધો. વખતના અભાવે ટ્રેનમાં બેસીને તેનો નાસ્તો કર્યો.

ગાડીમાં ભીડ ખુબ હતી એટલે જગા મેળવવામાં મુશ્કેલી પડી પણ પછી કાંઈ હરકત આવી નહિ. ગાડી સુંદર દશ્યોમાં થઇને પસાર થાય છે. સ્થળે સ્થળે ઘાટ કાપેલા છે ને જંગલો તથા વૃક્ષઘટાઓ આવે છે. ઉનાળો હોવાથી કેટલાક પ્હાડ સુકા દેખાય છે.

બપોરે બાર વાગે મોરાટકકા ઉતર્યા ને સ્ટેશનની નજીકજ આવેલી રાયબહાદુર કસ્તુરચંદજીની ધર્મશાળમાં મુકામ કર્યો. તાપ સખત હતો એટલે બપોર અહીં ગાળી રસોઈ પાણી કરીનેજ આગળ જવાનો વિચાર રાખ્યો.

ધર્મશાળામાં વાસણ, ગોદડાં વગેરે ઉતારૂઓને જે જોઈએ તે મળી શકે તેવી સગવડ છે. ધર્મશાળાની અંદરજ કુવો છે ને પાછળના ભાગમાં થોડે દૂર એક મીઠા પાણીનો વહેળો છે. ધર્મશાળાની બહાર હિંદુસ્તાની ભૈયાની તથા થોડા ગુજરાતી વેપારીઓની દુકાનો છે ત્યાંથી સીધુ સામાન મળી શકે છે. ઓંકારેશ્વરના પવિત્ર ધામમાં જવાનું

આ મુખ્ય સ્ટેશન હોઈ માણસની વસ્તી પણ સારા પ્રમાણમાં દેખાય છે.

ધર્મશાળાની અંદર દિગમ્બર જૈનોનું ચૈત્ય છે, જેની બાંધણી તથા સ્વચ્છતા આકર્ષક છે. સ્નાન વગેરે કરી મંદિરમાં શાંતિ મેળવવા દાખલ થયા. અહિંસાધર્મના મહાન ઉપદેશક જિનેશ્વરની એ મૂર્તિનું ધ્યાન ધરતાં ચિત્તની પસન્નતા થઇ. ઘડીભર જાણે સંસારની સઘળી આધિ વ્યાધિનાં તાપથી મુક્ત થયા. ભોજનનું નિત્યકર્મ કરી થોડીવાર આરામ લીધો ને સાડાચાર વાગતાં ઓંકારેશ્વર તરફ આવ્યા

ઓંકારેશ્વર અહીંથી સાત માઇલ દૂર છે. ત્યાં જવાને પાકી સડક બાંધેલી છે. પગે ન ચાલનાર માટે મોટર સર્વીસ તૈયાર છે.

રસ્તાનું સૃષ્ટિસૌંદર્ય નિહાળતાં ને વિવિધ વાર્તાલાપમાં આનંદ પ્રાપ્ત કરતાં ઝપાટાબંધ રસ્તો કપાવા લાગ્યો: શરૂઆતમાં બે માઇલ સુધી ઝાડપાન આવતાં નથી. પછી બન્ને બાજુ શીતળ છાયા આપતા લીમડા આવે છે. પછી ત્રણ માઇલ સુધી એક નાનુ સરખું જંગલ આવે છે જેમાં વૃક્ષો ડાંગનાં વૃક્ષો સમાં નિષ્પર્ણને ઉંચાં છે. ભય કોઈ પણ જાતનો જણાતો નથી. રસ્તામાં દોઢ દોઢ માઇલના અંતરે પાણીની પરબો પરોપકારી સજ્જનો તરફથી બેસાડેલી છે જેથી પ્રવાસીને તૃષાનો ઉપસર્ગ સહન કરવો પડતો નથી. એકંદરે આખો રસ્તો સુંદર છે.

બરાબર સાયંકાળે ઓંકારેશ્વરજી પહોંચ્યા ને ધર્મશાળાની શોધ નહિ કરતાં થોડો ઢોળાવ ઉતરી સીધા રેવાજી તટે ગયા. પત્થરના બાંધેલા ઘાટ પર પડાવ કર્યો. અહા !

તે સમયનું દૃશ્ય ! નર્મદાજી કઠણુ ખડકોને ચીરી નાખી તેની વચ્ચે થઇ ને વેગ ભરી વહી જાય છે. પાણીનું ઉંડાણુ ખુબ છે. પટ સાંકડો છે. બન્ને બાજુ ઉંચા ખડકો જાણે તેનું સૌંદર્ય જોવાને નિરંતર ઉભા છે. આ બાજુના ખડક પર ધર્મશાળાનું સુંદર મકાન છે. સામે ઓંકારેશ્વર મહાદેવનું મંદિર છે. ખડકો કોરીને આવતી નર્મદા અત્યંત મનોહર દૃશ્ય ખડું કરે છે. ગાઢ શાંતિ ચારે બાજુ પથરાઈ ગઇ હોય એવું તરતજ ભાન થાય છે. શાન્તિને સૌંદર્યનો આ અદ્ભુત સંગમ યાત્રાને માટે યોગ્ય સ્થળ છે.

એક માછીનો છોકરો આ પ્રવાહમાં ખુબ ન્હાતો હતો અને ડુબકીઓ મારી ભવિષ્યમાં પોતાના ધંધામાં નિપુણ થવાની તાલીમ લેતો હતો. કિનારે થોડાં હોડકાં પડેલાં હતાં ને બાંધેલા ઘાટપર થોડા યાત્રાળુઓ તથા બે ત્રણ પરચુરણ વસ્તુની દુકાન નાખીને બેઠેલા વેપારીઓ નજરે પડતા હતા. સાયંકાળ હોવાથી ઓંકારેશ્વરના મંદિરમાં આરતીની શરૂઆત થઈ ને તેનો પ્રકાશ નર્મદાના નીરમાં ઉંડો ઉંડો ઉતરવા લાગ્યો. વધતા જતા અંધકારમાં પ્રકાશનો એ રચાતો સ્થંભ નિરાશ થએલા હૃદયમાં આશાના ઉદય સમો અલૌકિક લાગતો હતો.

અમારો બધો શ્રમ આ દૃશ્ય જોઇનેજ હરાઈ ગયો હતો છતાં નર્મદાજીના નીરમાં સ્નાન કરીને વધારે સ્ફૂર્તિવાળા થયા. અહીં નર્મદા ખુબ ઉંડી છે. પગથીઆ ઉંડે સુધી બાંધેલા છે. તે પગથીઆ પર ઉભા રહી સારી રીતે સ્નાન કર્યું, પછી ઘાટપર બેઠા. અહીંથી ઉઠવાનું મન થતું ન હતું છતાં રાત્રિ ત્વરિત ગતિએ વહી જતી હતી એટલે પાસેની ધર્મશાળામાં ગયા ને નોંધપોથી લખી નિદ્રાધીન થયા.

: ૧૯ :

## સત્તરમો દિવસ : નર્મદાજીનાં નીર પર.

ઓંકારેશ્વર મહાદેવ એ હિંદુઓનું મોટું તીર્થ છે, જેથી અનેક ધર્મશાળાઓ અને નાનાં મોટાં શિવજીનાં મંદિર નજરે પડે છે. "કંકર એટલા શંકર" એ અતિશયોક્તિ નથી પણ સાચું છે, તે આ સ્થળની આસપાસ ફરતાં જણાઈ આવે છે. આ ગામનું નામ માન્ધાતા છે. સ્હામેના પહાડ પર માન્ધાતા વંશના રાજાનો મહેલ છે. નદીનો આ તરફનો ભાગ વિશ્નુપુરી કહેવાય છે. સામેનો મંદિરનો ભાગ શિવપુરી કહેવાય છે અને જ્યાં બ્રાહ્મણોના ઘર છે તે બ્રહ્મપુરી કહેવાય છે. વચ્ચે કાવેરી નામની નાની નદીનો નર્મદાજી સાથે સંગમ થાય છે. બે સરિતાઓનો સંગમ થવાથી એ સ્થાન અત્યંત પવિત્ર ગણાય છે. અમારે મન તો પ્રકૃતિસૌંદર્યની દૃષ્ટિએ એ પવિત્રથી પણ વિશેષ હતું. એટલે એક હોડી ભાડે કરી ત્યાં જવા ઉપડયા. જણદીઠ પાંચ આના ભાડું ઠરાવ્યું હતું.

વેગભર્યા વહ્યાં જતાં નર્મદાનાં નીર પર એ હોડી ચાલવા લાગી ને આનંદથી અમારા હૃદયને ગલગલીઆં થવા લાગ્યાં.

કોઈ દૂર સુધી દૃષ્ટિ ફેંકી પ્રકૃતિની શોભા નિહાળવા લાગ્યા તો કોઈ પાણીમાં ગેલ કરી રહેલાં મત્સ્યો જોવામાં આનંદ લેવા લાગ્યા. થોડાં થોડાં ચણામમરાં એ પાણીમાં નાંખતા હતા એટલે માછલાં ટોળે વળતાં હતાં. પાણી ખુબ સ્વચ્છ હતું પણ અંદરના શ્યામ ખડકોને લીધે નીલવર્ણનું દેખાતું હતું: એ સહેલ કરતાં થોડીવારમાં સંગમ આગળ આવ્યા. અહીં નીચે ઉતરતાં પાસે કોઈ ભવ્ય મંદિર હોય તેમ જણાયું. તેને જોવાની ઉત્કંઠા થવાથી તરતજ એ તરફ પ્રયાણ કર્યું. સિદ્ધવરકૂટ નામનું દિગમ્બર જૈનોનું એ તીર્થ હતું. એકાંત સ્થળમાં આવેલું હોવાથી ત્યાં શાન્તિ અદ્‌ભુત હતી. તેની સ્વચ્છતા એથી પણ વધારે અદ્‌ભુત હતી. તીર્થ નામની સાર્થકતા આ સ્થળમાં જણાઈ આવતી હતી. અહીં જૈનોના ત્રીજા તીર્થંકર સંભવનાથ, આઠમા તીર્થંકર ચંદ્રપ્રભુ ને ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનાં મુખ્ય મંદિરો છે. નાની મોટી આરસ ને પિત્તળની મૂર્તિઓ તો ઘણી જ છે. ધર્મશાળા ને ઉતરવાની સગવડ અહીંઆં કરેલી હોવાથી આ સ્થળનો લાભ લેવાની ઈચ્છા રાખનાર સારી રીતે લઇ શકે તેમ છે.

સિદ્ધવરકૂટ જોઇને પાછા આવતાં વિચાર થયો: શું નર્મદાજીની આ સહેલ થોડી જ વારમાં પૂરી થશે ? સૌંદર્યનું પૂર્ણ પાન કરવા તો આ ભાગમાં ખુબ ફરવું જોઇએ. આથી હોડીવાળાને પૂછયું: આટલામાં ખાસ જોવા લાયક બીજું કોઈ સ્થળ છે ? તેણે કહ્યું: આટલામાં તો કોઇ સ્થળ નથી પણ અહીંથી વીસ માઇલ દૂર ધારડી નામે એક જગા છે, જ્યાં નર્મદા માતા ઉંચા ખડકો પરથી

અનેક જળ ધોધવામાં વહેંચાઈ નીચે ઉતરી પડે છે. જગા ભારે જોવા લાયક છે. આ સાંભળતાં મન કૂદાકૂદ કરવા લાગ્યું ને ક્યારે ત્યાં જઈ પહોંચીએ એમ થવા લાગ્યું. પ્રવાસ ધાર્યા કરતાં ઘણો વધારે લંબાયો હતો એટલે થોડી-વાર સુધી તો ત્યાં જવું કે કેમ તે વિચાર થયો. પણ એ વખત પૂર્વસ્મૃતિ કહેવા લાગી: સુરપાણના જળધોધ જોવા પાવાગઢથી પગે ચાલતાં નીકળ્યો હતો. પંચમહાલના જંગલો તથા સાતપુડાના ડુંગરોને પણ વટાવ્યા હતા. તો અહીં વીસ માઇલ સારૂ શું નથી જવું? આવો લાભ ચૂકીશ નહિ. આ સરખી સોબત ને યોગ્ય અવસર ફરી ફરીને મળશે નહિ. તેનું કહેવું તદ્દન ખરૂં લાગ્યું. સાથી-ઓની સમ્મતિ લઈને ત્યાં જવાનો નિર્ણય કર્યો. આ સાંભળી હોડીવાળાએ અગત્યની સૂચના આપી: ત્યાં જવાને એક દિવસ જતાં ને એક દિવસ આવતાં એમ બે દિવસ થશે. માટે જવું હોય તો પહેલાં ઓંકારેશ્વર પાછા ફરો. ત્યાંથી તમે સીધુસામાન લઈ લ્યો ને અમે પણ લઈ લઇએ. જો પહેલેથી જ ખબર હોત તો હોડીના ૫૫ આના વધારે ખર-ચવા પડત નહિ. પણ એના ઉપર વધારે વિચાર નહિ કરતાં હોડી પાછી હંકારી. ઓંકારેશ્વરજીના મંદિરનાં દર્શન કરવાં હતાં એટલે સીધી ત્યાંજ લઈ ગયા. પત્થરના મજબુત ઘાટ પર પગથીઆંની બન્ને બાજુ છત્રી નાંખીને ગોર તથા પૂજારીઓ બેઠા હતા તેમને વટાવીને મંદિરમાં દાખલ થયા. મંદિર કળા કરતાં તેની મજબુતાઇને માટે વધારે પ્રશંસનીય છે. અંદર ઓંકારેશ્વરજીનાં દર્શન કરવા જવાને માટે બે પૈસા કર લેવાય છે. આ પદ્ધતિ જરાપણ ઇચ્છવા યોગ્ય નથી.

પણ येन केन प्रकारेण પૈસા ઉઘરાવનાર રાજવીઓને વિચાર ક્યાં કરવો છે ? દર્શન કરી હોડી સામે કિનારે લાવ્યા ને ગામમાંથી બધી જરૂરી વસ્તુઓ ખરીદી લીધી.

સ્હામે પૂર જવાનું હોવાથી હોડીને સઢ ચઢાવ્યો ને નવના સુમારે પાંચ ખલાસીઓ હોડી હંકારવા લાગ્યા. કાવેરીસંગમ સુધીનો પ્રવાસ પ્રભાતમાંજ થયો હતો છતાં આનંદ આપતો હતો.

અહીંથી આગળ વધતાં રમતીઆળ નર્મદાનું ભવ્ય દૃશ્ય નજરે પડ્યું. પટ વિશાળ થયો. તેના કિનારાના લાલ ખડકો દૂર ગયા. પાણીપર પડતો સૂર્યનો પ્રકાશ દૂર એક લીસોટા જેવો જણાવા લાગ્યો.

નદીનાં નીલવર્ણા પાણી તરફથી એની તરફ આગળ વધતાં तमसो मा ज्योतिर्गमय ની પ્રાર્થના સફળ થઈ હોય તેમ લાગતું હતું. થોડી વારમાં બહુરૂપીની જેમ નર્મદા સ્વરૂપ બદલવા લાગી. પાણીના ઉંડાણનું ઠેકાણું નહિ. કોઈ સ્થળે તેનું પાણી બે વાંસ જેટલું ઉંડું તો કોઈ સ્થળે કેડ-સમાણું. પણ એ કેડ સમાણું પાણી છે ત્યાં વેગ ઘણો જ છે. પાણી ખડકો પરથી ઝપાટા બંધ ધસારો કરતું નીચે ચાલ્યું આવે છે. બિચારી હોડીની શી તાકાત કે એમાં ચાલી શકે ? આવા વખતે ખલાસીઓ નીચે ઉતરતા ને કેડે દોરડું બાંધીને હોડીને આગળ ધકેલતા. તે વખતે ઉંચી થતી હોડીમાં સાચવવું પડતું. કોઈ કોઈ સ્થળે બે ખલા-સીઓ કિનારે ચાલતાને હોડીને દોરડું બાંધીને ખેંચતા. ઘડીએ ઘડીએ આવતા ચઢાવ પરથી એમ લાગતું કે નર્મદા એ પહાડોને કાપીને અંદરથી પગથીઆં કર્યાં છે. પ્હાડ

કાપવામાં તેણે પાછું વાળીને જોયું જ નથી. ઉંચો પ્હાડ આવો કે નીચો પ્હાડ આવો અથવા કઠણ પ્હાડ આવો કે પોચો પ્હાડ આવો, દરેકને એણે કાપી જ નાખ્યા છે.

શરૂઆતમાં બન્ને બાજુ લાલ ખડકો આવ્યા. તેના પર સૂકાં નિષ્પર્ણ ઝાડો જણાતાં હતાં. પછી કાંઇક સ્વરૂપ બદલાયું. ખડકોને બદલે ડુંગર જણાવા લાગ્યા. ને ચાકી નામનો એક દુર્ગમ ચઢાવ આવ્યો. મહા મહેનતે હોડી એના ઉપર ચઢાવીને આગળ વધ્યા. પ્રવાહ શાંત લાગતો ત્યાં ખલાસીઓ કાંઈપણ મહેનત કર્યા સિવાય બેસતા ને આરામ લેતા. લગભગ અર્ધા રસ્તે વખતગઢ નામનું એક ગામ આવ્યું. અહીંથી ઢોરોને નદી પાર કરાવતા હતા જે દૃશ્ય પહેલવહેલું જોયું. પા માઇલથી અર્ધો માઇલ જેટલો પટ ને પાણી ખુબ ઉંડું છતાં ઢોરો તરતાં તરતાં જતાં હતાં. ખડકપર નહાવા ઉભેલા ભીલ નર્મદાજીના શ્યામ ખડક ને શ્યામ પાણીમાં ભળી જવાથી મહામુશ્કેલીથી કળી શકાતા.

વખતગઢ પછીથી નર્મદાની શોભા એકદમ વધતી ગઇ. થોડે દૂર જતાં કમલેતર નામનો આકરો ચઢાવ આવ્યો. આગળના ચઢાવની જેમ અહીં પણ ખુબ મહેનતથી હોડી ને ઉપર ચઢાવી; અહીં નર્મદાનું ભવ્ય સ્વરૂપ જોઇ સહુ મુગ્ધ બની ગયા.

ધીમે ધીમે નર્મદા પોતાનો પટ સંકેલવા લાગી ને ગહનતા વધારવા લાગી. આજુબાજુના ખડકો વધારે નિકટ અને ઉંચા થવા લાગ્યા. જાણે કોઇ દુર્જય કિલ્લાની પાણી ભરેલી ખાઈમાં ફરતા હોઇએ એવો ઘડીભર ખ્યાલ આવ્યો.

તાણની તો હદજ નહતી. ખડકો પણ કિલ્લાની દિવાલ જેવા જ બની ગયા હતા તેમાં જળપ્રવાહથી સુંદર કોતર કામ થયું હતું. જાણે સાક્ષાત કોઈ મંદિરની કોતરણીવાળી દિવાલ જ ન હોય ! એના મથાળે ઘાસ સરખું એ દેખાતું ન હતું એટલે ખડકોની અત્યંત કઠોરતા જણાઇ આવતી હતી. વખતે વખતે એ ખડકમાં ખાડા આવતા હતા ને તેમાં પક્ષીઓએ માળા નાખેલા જણાતા હતા. વિધવિધ રંગનાં પક્ષીઓ કોઈ યુગલ સહિત તો કોઈ એકલા નજરે પડતા હતા. આ વિષયના અભ્યાસીને તો એમાંથી ઘણુંજ જાણ વાનું મળે તેમ છે.

ધારડી અથવા ધારાક્ષેત્ર માઇલેક દૂર રહ્યું એટલે ઝપાટાબંધ જતો મેઇલ ટ્રેઇન જેવો અવાજ સંભળાવા લાગ્યો. પાણીમાં ફીણનાં વમળ વધારે જણાવા લાગ્યા. પ્રવાહ ખુબ સાંકડો થવા લાગ્યો. એમ કરતાં લગભગ ચારવાગે ધારાક્ષેત્ર આવી પહોંચ્યા. હોડીઓ નીચેના ભાગમાં છોડી અમે કિનારે ઉતરી પડયા. અહીં પટ ૧૮ થી ૨૦ વાર જેટલો પહોળો છે.

ધારાક્ષેત્ર નામ લાક્ષણિક છે. નર્મદાજી એકદમ ધસારાબંધ ઉંચા ખડકની દિવાલને કાપી તેમાંથી નીચે પડે છે. જળપ્રવાહ એક સામટો પડવાને બદલે અનેક ધારાઓમાં વહેંચાઈ જાય છે. અને એથી એનું સૌંદર્ય ઘણું જ વધી જાય છે. નર્મદાએ ખડક કાપવામાં ખુબ કરામત કરી છે. કેટલાક ખડકો ઘડાના આકારે કાપી કાઢયા છે. એટલે ધોધના મથાળે એક વાર અને અંદરથી દશબાર વાર જેટલી પહોળાઈ છે. આથી જળધોધના એક છેડેથી કુદી બીજા

છેડે જવાય છે ને અંદરથી વેગબંધ પડતું પાણી જોવાની મઝા પડે છે. પાણીની જગાએ કેવળ દૂધ જેવું ફીણુજ જણાય છે જેનાં ઝીંણાં ઝીંણાં ફોરાં ખુબ દૂર સુધી ઉડી પ્રેક્ષકને ન્હવરાવી દે છે. એનો ઘુઘવાટ ઘડીભર ભલભલાની છાતીને ધ્રુજાવી દે છે.

અમે એક ધારાપરથી કૂદતા સાવચેતીપૂર્વક બીજી ધારાપર ગયા. ને બીજી ધારાથી ત્રીજી ધારાપર ગયા. એમ કેટલીએ ધારાઓ ફરી વળ્યા. સાહસ કરીએ છીએ એમ અમને લાગતું હતું પણ તે કરવાને નીકળ્યા જ હતા. નીચે પાણીનું ઉંડાણ લગભગ ત્રણ વાંસ જેટલું ઉંડું છે. ઉપર વિશાળ પટ ખડકોથી ભરેલો જણાય છે. તેમાં પણ નર્મદાએ ખુબ ખુબી કરી છે. ખડક સીધા કાપવાને બદલે કુવા જ બનાવી દીધા છે, ને તે પણ ઉપરથી સાંકડા ને અંદરથી પહોળા. એની અંદર ઘસડાઇને આવેલા પત્થરો અહીં ચક્કર ચક્કર ફરીને ગોળ બની જાય છે. આવા અસંખ્ય ગોળ પત્થરો અહીં પડેલા જણાય છે.

નર્મદાની પરકમ્મા કરનારા સાધુઓ એને ઉઠાવી લે છે ને મહાદેવજી કે શાલીગ્રામ તરીકે સ્થાપના કરે છે. ભુસ્તર વિદ્યાના જાણકારોને એમાં પત્થરની અનેક કિમ્મતી જાતો જણાઇ છે.

આ સ્થળ ધાર સ્ટેટની હદમાં છે. એનો પ્રભાવ એવો છે કે ગમે તેટલું જોઇએ તો પણ ફરી ફરીને જોયા કરવાનું મન થયા જ કરે. એની જુદી જુદી ઘણી બાજુએ ફર્યા ને જોઇ શકાય એટલી રીતે એ દેખાવ જોયો.

હવે એક ખડક ઉપર રાંધવાની શરૂઆત કરી. ચૂલો બનાવવામાં ને ચટણી વાટવામાં ત્યાંના પત્થરોએ સહકાર આપ્યો. બળતણ રૈવાજીએ પોતાના પૂરમાં આણેલાં લાકડાંનું તૈયાર રાખ્યું હતું. પછી રસોઈ બનતાં શી વાર ? આજની ખીચડી ને ચટણી ખુબ સ્વાદિષ્ટ લાગ્યાં. ખલાસીઓ પણ રાંધીને જમ્યા. પછી સાડા છના સુમારે હોડી પાછી હંકારી. સામા પૂરે ચાલવા કરતાં પૂરની સાથે ચાલવામાં વધારે સાચવવાનું હતું. સઢ ઉતારી નાંખ્યો ને હોડી એમને એમ ચાલવા લાગી. વાંસને હલેસાંથી તેનું નિયંત્રણ થતું હતું. સાયંકાળના શીતળ પવનની લહરિઓ પાણીપર થઇને આવતી હતી એટલે વિશેષ શીતળ લાગતી હતી. રાત્રિ થતાં ચંદ્રનો ઉદય થયો ને પાણી રજત-રસથી રસાઇ ગયું. એ ચાંદનીમાં કરેલી હોડીની સહેલ કદી વિસરાશે નહિ. પ્હાડની એકાંત, રાત્રિનો સમય, તેમાં શાંતિ-પ્રદ ચાંદની. મનપર આ સમયની અજબ અસર થતી હતી. આધિ વ્યાધિ ને ઉપાધિથી ભરેલા જીવનનો સઘળો સંતાપ અહીં દૂર થતો હતો. ભર્તૃહરિએ હિમગિરિની શીલાપર ધ્યાન ધરી પરમ શાંતિ પામવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી તેવી ઇચ્છા હરકોઈ મુમુક્ષને અહીં પણ થાય તેમ હતી.

સાથીઓ એક પછી એક સહુ નિદ્રાધીન થયા. હું આ સૌંદર્યનો લાભ ચૂકી નિદ્રા લઇ શકતો નહતો. સાથેજ બધાની દેખરેખ રાખવાની જોખમદારી હતી. હોડી મધરાતે એક ખડક આગળ નાંગરીને ખલાસીઓ એક ઉંચા ખડકપર ચઢી સૂઈ ગયા.

: ૨૦ :

## અઢારમો દિવસ

### નર્મદાજીના નીર પરથી મોરાટક્કા

રાત્રિ શમશમાકાર વહી જતી હતી. નર્મદાજીનાં નીર ખડકો સાથે અથડાઇને ધીમાં ધીમાં ગાન કરતા હતા. એ પાણીમાંથી વખતે વખતે જળચર પ્રાણીઓ ડોકીયાં કરતાં ને પાછાં પાણીમાં મગ્ન થઈ જતાં નર્મદાજીમાં સ્થળે સ્થળે મગરોનો વાસ છે એ હું જાણતો હતો એટલે તેનું અચાનક આગમન ન થાય એની સાવધાની રાખતો હતો. મારી આ મૂર્ખતા ભરી સાવધાનીથી જાણે આજુબાજુના ખડકો ભયંકર હાસ્ય કરવા લાગ્યા ને તેમની મુંગી વાણીમાં કહેવા લાગ્યા: ઓ પ્રકૃતિના ખોળે વિહાર કરવા નીકળેલા મનુજ બાળ ! આટલી અશ્રદ્ધા ને આટલો અહંભાવ શાને ધરે છે ! શું માતા પ્રકૃતિ કોઇનું પણ આયુષ્ય સમય થયા પહેલાં લઇ લે એવી બેવકૂફ ધારે છે ? અને ધાર કે એ સમય થયા પહેલાં આયુષ્ય હરણુ કરવાનો વિચાર કરશે તો તું એને ખાળનાર કોણ છે ? એની વિરાટ શક્તિ આગળ તારૂં સામર્થ્ય ને તારી શક્તિ શી વિસાતમાં છે ? જો તને

આ રક્ષા કરવાને કર્ત્તવ્યબુદ્ધિ પ્રેરતી હોય તો રક્ષા કર. પણ અંદરથી અહંભાવ ખેંચી લે. હું તો ઘડીભર એમની એ મૂંગી વાણી સાંભળી દિંઙમૂઢ બની ગયો. અહીં વસતા મહર્ષિઓના સહવાસથી તો આ તત્ત્વજ્ઞાન નહિ સાંપડ્યું હોય એમ ઘડીભર વિચાર આવ્યો ને વિજળીના ચમકારાની જેમ અદૃશ્ય થઇ ગયો. લોઢાને જેમ પારસમણિ અડતાં તેનું રૂપ જ બદલાઈ જાય તેમ આ વિચાર ધારાથી મનની સ્થિતિ જ પલટાઈ ગઇ. ભય ને રક્ષા સુખ ને દુઃખ, હર્ષ ને શોક એ સર્વ માનસિક સંવેદન માત્ર છે. એ સંવેદનથી પર થઇએ તો એમાંનું કાંઈ નથી. અને મૃત્યુ બિચારૂં કોણ છે? તેને મહત્વ આપીયે તો જ તેની મહત્તા છે નહિતર આત્માના શાશ્વત રાજ્યમાં એ શું ખલેલ કરી શકે તેમ છે? રક્ષા કરવાનો વિચાર ગળી ગયો. ભયને જોખમદારીના તર્કો પણ લુપ્ત થઈ ગયા. એકાએક હોડીમાંથી ઉભો થયો. કિનારાના ખડક પર ઉતર્યો. તરત જ ખળળળ કરતું કોઇ પ્રાણી ખડક પરથી પાણીમાં ધસી પડ્યું. છાતી ધબકવા લાગી. "અરે! ક્ષણ પહેલાંના વિચારો ક્યાં ગયા? ફરીથી ભય ગ્રસ્ત થયો? આત્માની ઉંડાણમાંથી કોઇ બોલ્યું. ફરી હિમ્મત આવી ને આગળ વધ્યો. એક ઉંચા ખડક પર ચઢી ચારે બાજુ દૃષ્ટિ ફેંકી. આ ક્ષણે માનસે જે સ્થિતિ અનુભવી તે કેવળ અનુભવ ગમ્ય જ છે.

પ્રાતઃકાળનો પ્રકાશ આવીને ખલાસીઓને ઉઠાડે એના કરતાં હું જ ઉઠાડું તો વધારે ઠીક એમ ધારી સાડા ચારના સુમારે તેમને જાગૃત કર્યા. સાથીઓને પણ ધીમે

ધીમે ઉઠાડયાને શૌચાદિથી પરવારી સહુ આગળ જવા તૈયાર થયા.

નર્મદાનું સૌંદર્ય અત્યારે જુદી જ જાતનું લાગતું હતું. રાતભર આરામ લઇને નવચેતન પ્રાપ્ત કરનાર પ્રાણીની જેમ જાણે પાણી પણ આરામ લઇને નવચેતન વાળું થયું હતું. કુદરતનો ગમે તે નિયમ હો પણ રાત્રિનો પ્રવાહ ને પ્રાતઃકાળ પછીનો પ્રવાહ એ બેમાં સ્પષ્ટ તફાવત દેખાય છે.

ધીમે ધીમે પ્રકાશ થયો ને બાલરવિના રક્ત કિરણો આજુબાજુના ખડકોને લાલ બનાવવા લાગ્યા. પાણીમાં તો ઝાડની છાયા પડતી હોવાથી નીલોજ રંગ કાયમ રહ્યો. આજે પવન અનુકૂળ ન હતો એથી હોડી બહુ ધીમે ચાલવા લાગી.

લગભગ બારના સુમારે નદીની એક બાજુએ જંગલ આવ્યું. બળતણ મેળવવું અહીં સહેલું પડશે એમ ધારી હોડીને કિનારે લાવ્યા ને તેમાંથી સામાન સહીત નીચે ઉતર્યા. કિનારો અહીં ઉંચો હતો તેના પર ચઢયા ને જંગલના કિનારે એક વૃક્ષઘટામાં મુકામ કર્યો. ભાખરી બનાવવાનો ખુબ અભ્યાસ થયો હતો. થોડીવારમાં તે બને તેમ હતી એટલે તેની જ પસંદગી કરી. ઘી આગલા દિવસે સંઘરી રાખ્યું હતું. ગોળ પણ લીધો હતો એટલે પ્રિય ભોજન તૈયાર થયું. પ્રવાસમાં બધાનાં શરીર સારાં રહ્યાં તેનું મુખ્ય કારણ અમારા આવા ખોરાકની પસંદગી હતી. બે કલાકમાં એ બધાથી પરવારી હોડીમાં આવ્યાને પાછી તેને ચાલુ કરી. ૐકારેશ્વર પાસે આવતાં દશ્ય ખુબ

ખુબ મનોહર લાગવા મંડયું. હર્ષઘેલાં હૃદયોએ આ વખતે સંગીતની ધુન મચાવી. અને કિનારે ઉતરતાં "નર્મદામાત કી જય" ના પોકારોએ ગગન ગજાવી મૂક્યું. એ વખતે લગભગ સાડાત્રણનો સુમાર થયો હતો.

ગામ જોઈ સીધા મોરાટક્કા ચાલ્યા. આવ્યા હતા તે જ રસ્તો પસાર કરવા લાગ્યા. ૮ ના સુમારે ત્યાં પહોંચ્યા. અહીંથી એક ગાડી અત્યારે ઈંદોર તરફ જતી હતી. પણ એમાં જવાથી પાતાળપાણી, કાળાકુંડ વગેરે સ્થળોનું સૌન્દર્ય જોઈ શકાય તેમ ન હતું. એથી પ્રાતઃકાળમાં જવાનો નિર્ણય કર્યો. રાત્રિ ધર્મશાળામાં જ ગાળી.

: ૨૧ :

## ઓગણીસમો દિવસ :



પ્રાતઃકાળમાં મોરાટક્કાથી ઇંદોર જતી ગાડીમાં રવાના થયા. ગાડી જાણે અમને આનંદ આપવાને ક્રીડા કરવા લાગી. ઘડીકમાં ઉંચે જવા લાગી તો ઘડીકમાં ઢોળાવ ઉતરવા લાગી. વિંધ્યાચલના પ્હાડો તેનો માર્ગ રોકીને ઉભા હતા. આવી મસ્તી ગાડી સાંખી શકી નહિ. તેને લાગ્યું કે આ પ્હાડો વચ્ચેથી ખસી જાય તો સારૂં. પણ કુદરતથી નિર્માયેલા આ પ્હાડ ખશે ખરા ? તે તો અચળ ઉભા જ રહ્યા. ગાડીએ તેમના પર એકદમ આક્રમણ કરવું અયોગ્ય ધારી તેને વટાવવા શરૂઆતમાં ગોળ ગોળ રસ્તો લીધો ને ઘણું અંતર કાપ્યું. છતાંએ પ્હાડ સામા આવીને ઉભા રહ્યા. પછી તો ક્રોધથી તેમનું પેટ ફોડીને ગાડી અંદર ઘુસી ગઈ ને પુલો બાંધીને તેમની પીઠ પર ચડી ગઈ. એમ કરતાં તે ડુંગરના મથાળે ચડી.

ત્યાં કાળાકુંડ નામનું સ્ટેશન તેને આરામ આપવાને ઉભું હતું. તેણે વૃક્ષોની શીતળ છાયાથી તેનો શ્રમ હરવાને પ્રબંધ કર્યો હતો. પાસે પાણીની સગવડ રાખી તેની તૃષા

કરવાની ગોઠવણ કરી હતી. આગળ તેનું સન્માન કરવાને ફુલનાં કુંડા મુક્યા હતા.

આ ભાગના લોકોને મીઠાઇ બહુ ભાવતી જણાય છે. કારણ કે સ્ટેશન પર કેવળ ગુલકંદ મળતા હતા. પ્રવાસીઓ તેના પર તૂટી પડતા હતા ને જીભની લાલસા તૃપ્ત કરતા હતા. અહીંથી થોડે દૂર પર્વતના મથાળે એક કિલ્લો છે. એક વખત તે દુગ ને પીંઢારાને પ્રિય હતો. હાલ તે ઈંદોર સ્ટેટના કબજામાં છે. આ સ્ટેશનથી આગળ જતાં પાતાળ-પાણી નામનું સ્ટેશન આવે છે. તે પણ ડુંગરા પર જ બાંધેલું છે. વચ્ચે પાણીનો જળધોધ ખુબ ઉંચાઇએથી પડતો હોય તેવું દેખાય છે. ઉનાળો હોવાથી તે ખુબ કૃશ થઇ ગયો હતો. પણ શીઆળાને ચોમાસામાં તે યૌવન વયમાં આવતો હશે ત્યારે જોવાની કેવી મજા આવતી હશે એની કલ્પના કરી શકાતી હતી.

આગળ જતાં મહુ આવ્યું જે અંગ્રેજ સરકારનું લશ્કરી મથક છે. બધી જાતની વર્તમાન કાળની સગવડો ત્યાં કરેલી છે. લશ્કરી સિપાઇઓને રહેવાની સંખ્યાબંધ કોટડીઓ આપણું લક્ષ ખેંચે છે અને સરકાર જે બળપર મુસ્તાક છે તેનું ભાન કરાવે છે. ચારે બાજુ ગોરા સિપાઇઓ ફરતા જણાય છે. જેમની સઘળી રીતભાત તેમના ધંધાને અનુસાર જ જણાય છે. ઝાડપાનની શોભા ખુબ સારી છે. હવાપાન શીતળ છે. અહીંથી થોડે છેટે જ હોલ્કર સરકારની રાજધાની ઈંદોર છે.

દશ વાગતાં ઈંદોર ઉતર્યા. સ્ટેશન પાસે શેઠ હુકમી-ચંદજી સ્વરૂપચંદજીની ધર્મશાળા છે ત્યાં મુકામ કર્યો. અહીં

સર્વ પ્રકારની સગવડ છે ને બધા હિંદુ મુસાફરોને ઉતરવાની છૂટ છે. અહીં એક દિગંબર જૈનનું મંદિર, વિદ્યાલય ને છાત્રાલય ઉનાળાની રજા હોવાથી છાત્રાલય તથા વિદ્યાલય બંધ હતાં.

ઇંદોર મ્હોટું શહેર છે. સ્ટેશની પૂર્વ તરફનો ભાગ કેન્ટોન્ટ-મેન્ટનો છે. પશ્ચિમ તરફનો ભાગ શહેરનો છે. શહેરમાં જતાં એક ખાઈ–નદી ઓળંગવી પડે છે. રસ્તા પાકી સડકના છે જેની બંને બાજુ પત્થરના બાંધેલા મકાનો હારબંધ ખડા છે. સરકારી કચેરીઓ–હાઇસ્કુલ તથા બાગ એમની વિશેષ-તાથી એમાં જણાઇ આવે છે. સ્ટેશન પરની ક્રિશ્ચીયન કૉલેજ ખુબ મ્હોટી ને જોવા લાયક છે. અહીંના શેઠ હુકમીચંદ સ્વરૂપ-ચંદજી એક વખત રૂના રાજા ગણાતા. તેમની મિલ્કતની ક્રોડોથી ગણત્રી થાય છે. પોતે દિગમ્બર જૈન હોવાથી ઇષ્ટ-દેવની ભક્તિ અર્થે એક જન મંદિર બાંધ્યું છે. એનું મીના-કામ જોઈ દિંઙ્ગ થઈ જવાય છે. મીનાકામની આવી અદ્‌ભુત કારીગરી હજી જળવાઇ રહી છે એ વિચારે ખુબ આનંદ થયો.

એમાં સ્થળે સ્થળે મૂકેલા રત્ન સમા વાક્યોને તીર્થના નકશા ખાસ ધ્યાન ખેંચતા હતા

આ ઉપરાંત ઘંટાઘર, રંગમહેલ, શીશામહેલ વગેરે તેમનાં બાંધેલાં મકાનો જોવાલાયક ગણાય છે. ઘંટાઘરમાં પોતે રહેતા હોવાથી નહિ જોઈ શકાય તેવી પાકાપાયે ખબર પડી. રંગમહાલ બે વાગ્યા પછી ખુલ્લે છે એમ માહિતી મળી. વચલા વખતમાં જમી લેવાનો વિચાર કર્યો. થોડું રખડીને એક વીશી શોધી કહાડી તો જવાબ મળ્યો: બાર બજ ગયા,

ચોકા ઉઠ ગયા. બીજા સ્થળે તપાસ કરી તો પણ એજ જવાબ મળ્યો. ત્રીજા સ્થળે તપાસ કરી તો પણ એજ જવાબ મળ્યો. એટલે અમે અંદર અંદર બોલવા લાગ્યા; ખરેખર આજ બારા બજ ગયા. પછી વીશીમાં તપાસ કરવાનું છોડી દઈ હલવાઇની દુકાને ગયા ને મીઠાઇ ઉપર હાથ ચલાવ્યો. ન્યાયની ખાતર કહેવું જોઇએ કે એનાથી ન તો પૂરતો સંતોષ થયો કે ન તૈયાર રસોઇ જેવો સ્વાદ આવ્યો.

બે વાગે રંગમહાલ જોવા ગયા. મોટું મકાન ને તેના અનેક ચોરસ ખંડો વિલાયતી ફરનીચરથી ભરપુર હતા. સામાન્ય આંખને એ આકર્ષણનો વિષય થઇ પડે પણ અમને તો એથી ખેદજ થયો. જ્યાં સુધી હિંદના ધનિકો હિંદના કારીગરોને અવગણી વિલાયતી માલપર મોહે છે ત્યાં સુધી હિંદની ઉન્નતિ થવાની નથી. પહેલાં એકજ ધનવાન પર દેશના ઘણા કારીગરોનો ગૂજારો થતો. તે આજે નાશ પામ્યો છે. નીચે કેટલીક નવીજુની મોટરો પડી હતી. અમને અહીં કાંઇ રસ નપડયો. શીશમહેલ ૪ થી ૬ સુધી ઉઘાડો રહે છે. પણ એટલો બધો સમન રોકાઇ શકીએ તેમ ન્હોતું. એનો એક ઓરડો બતાવવાને બધો વખત ખુલ્લો રહે છે તે જોયો. એ જોતાં એમાં કારીગરીને સારૂં સ્થાન હશે એમ અનુમાન થયું. પછી રાજવાડી એટલે રાજમહેલ જોવા ગયા. એ જોવા દેવાને દરવાને ખુબ આનાકાની કરી પણ પછી તે કબુલ થયો. પરંતુ એવામાં એક ભાઇનો પગ એના પોલીશ કરેલા બુટને અડી ગયોને બધી બાજુ ઉંધી વળી. એનો મિજાજ આસમાનમાં ગયો. પણ અમારો મિજાજ મગજમાં રાખ્યો. અમે સલાહ સંપ કરવાની ભાંજગડ છોડી દઈ બીજા

વખત પર એ કાર્યક્રમ મુલત્વી રાખ્યો. આજે સાંજની ગાડીમાં જવાનું હતું એટલે જરાપણ કાળક્ષેપ કરવો પાલવે તેમ ન હતું.

આ પ્રમાણે ઉપર ઉપરથી શહેર જોઈ ચાર વાગતાં મુકામ પર આવ્યા ને પોણાપાંચ વાગતાં રતલામ તરફ જતી ગાડીમાં રવાના થયા. રસ્તામાં ફતેહાબાદ જંકશન આવ્યું જ્યાંથી પ્રાચીન સમયની પ્રખ્યાત ઉજ્જયણી ને હાલના ઉજ્જૈન તરફ જવાય છે. ચંબલ સ્ટેશનથી થોડે દૂર જ ચંબલ નદીનું મૂળ છે. અવકાશ હોત તો એકાદ પડાવ ત્યાં પણ નાંખત. અત્યારના રેલ્વે પ્રવાસમાં એક શાસ્ત્રીજીનો સમાગમ થયો. તેમના સંસ્કૃતના જ્ઞાનથી તથા વિદ્યાર્થીઓ પ્રત્યેની મમતાથી ખુબ આનંદ થયો. એમની સાથે વાર્તાલાપ કરતાં રાતના સવા નવ વાગે રતલામ સ્ટેશન આવી પહોંચ્યા. અહીં સ્ટેશન પર સામાન ઉતારી નાસ્તો કર્યો અને મંડળી જમાવી ને બેઠા. સવારની ગાડીમાં અહીંથી અમદાવાદ જવાનું હતું.

## વીસમો દિવસ :



રતલામ સ્ટેશન બી. બી. એન્ડ. સી આઈ રેલ્વેનું મ્હોટું જંકશન હોવાથી સારી રીતે બાંધેલું છે. મીઠાઈ ફળફળાદિ જોઇએ તે મળે છે. ગામ સ્ટેશનથી દૂર છે. વળી સમય પણ રાત્રિનો હતો એથી જોવાનું બની શકયું નહિ. આખી રાત્રિ સ્ટેશન ઉપર જ ગાળી. કેટલીક શીખ સ્ત્રીઓ ખભે કીરપાણ લટકાવી અહીં બેઠી હતી તેમણે બધાનું ધ્યાન ખેંચ્યું. મેં કાશ્મીર અને ઉત્તર હિંદના પ્રવાસ દરમિયાન અમૃતસરમાં બે દિવસ ગાળ્યા હતા અને જૈતુ જતા શીખ સત્યાગ્રહીઓની ટુકડી તેમ જ અનેક શીખ લલનાઓ નિહાળી હતી. એટલે મને ખાસ ન લાગ્યું, પણ સાથીઓને તેમની પ્રચંડ કાયા ને મુખપરના શહુરથી જુદોજ અનુભવ થયો. તેઓ કહેવા લાગ્યા ખરેખર શીખ જાતિ બળવાન છે. તેનું કારણ તેમની વીર માતાઓ જ છે. ગુજરાત જ્યારે આ શીખ–સ્ત્રીઓ જેટલું નૂર મુખ પર ધારણ કરશે ત્યારે જરૂર એના પુત્રો સિંહ સરખા શૂરવીર થશે. હમણાં ખેલાયેલા સત્યાગ્રહ યુદ્ધમાં ગુજરાતની

લલનાઓએ પાણી બતાવી એ સ્ત્રીઓની હરીફાઈ કરી છે. જે અત્યંત આનંદની બીના છે.

સવારમાં અહીંથી ગાડીમાં બેસી ગોધરા તરફ આવ્યા. રસ્તામાં 'ગઢ' શબ્દવાળા અનેક સ્ટેશન ધ્યાન ખેંચતા હતા. ડુંગરાઓ ને જંગલો પણ પુષ્કળ જણાતા હતા. એમ કરતાં ઠક્કરબાપાની સેવાભૂમિ દાહોદ આવ્યું. ત્યાં બી. બી. એન્ડ. સી. આઈ. રેલ્વે તરફથી ગંજાવર વર્કશોપ બંધાતી હતી તેણે ખાસ ધ્યાન ખેંચ્યું. પછી જેકોટ સ્ટેશન આવ્યું. જેનું ગાઢ જંગલ હિંદભરનાં ગાઢ જંગલોમાંનું એક છે. અહીંથી આગળ વધતાં બે મુસાફરોએ કોણ વધારે ઉંઘણસી છે, એ બાબતનો સંવાદ ચલાવ્યો. એક જણ કહે, "હું તો એક વખત ગોધરા ઉતરવાને બદલે વડોદરા ઉતર્યો." બીજો કહે, "હું વડોદરાને બદલે સીધો સુરત ગયો." અમને ખુબ રમુજ પડી. પેલા સુરતવાળા ઉંઘણસી ભાઈએ ગોધરા આવે ત્યારે જગાડવાનું કહી ઉપરના પાટીઆ ઉપર સોડ તાણી. ગોધરા આવતાં તેમને જગાડીને અમે ગાડી બદલી.

આ રસ્તો ઘણીએ વખત પસાર કર્યો હતો એટલે ખાસ નવીનતા લાગતી ન હતી. છતાં ગુજરાતમાં આવ્યા છીએ, એ વિચારે મનને કાંઈક જુદો જ અનુભવ થતો હતો. અહીંથી આગળ વધતાં ટુવા આવ્યું; એના ઉના પાણીના કુંડ પગરસ્તે મુસાફરી કરી અમે જોયા હતા. પછી મોટાં કોતરોવાળી મહી નદી આવી. પછી શેવાળીઆ આવ્યું. અહીંથી ત્રણ માઈલ દૂર ગળતેશ્વર મહાદેવની

અત્યંત રમણીય જગા છે. જેને સમય હોય તે ઉતરવાનું ન જ ચૂકે. પછી તો સહુ ઉંઘવા લાગ્યા ને હું ને હિસાબનીશ બે જ હિસાબની ચોપડી તપાસતા બેઠા. સિલકમાં એક ટંક નાસ્તો થઈ શકે એટલા પૈસા વધ્યા હતા !!! આ આખા પ્રવાસમાં દરેક જણને રૂ. ૨૩–૩–૩ નું ખર્ચ થયું. થોડી વારમાં સાબરમતી સ્ટેશન આવ્યું એટલે બધાને જગાડયા ને તૈયાર થવા જણાવ્યું. દરેકનાં હૃદય અત્યારે કાંઈક વિલક્ષણ સ્થિતિનો જ અનુભવ કરતાં હતાં. હૃદયમાં શું થતું હતું તેની સમજ પડતી ન હતી. આટલો મોટો ને આવો સાહસભર્યો પ્રવાસ સુખરૂપ સફળ થયો એ વિચારે હૃદય હર્ષઘેલાં થયાં હતાં. બરાબર વીસમા દિવસે ફરી પાછું અમદાવાદ સ્ટેશન 'વંદેમાતરમ્'ના પ્રચંડ ધ્વનિથી ગજાવી મૂકયું અને સાબરમતીના જે તટેથી ઉપડયા હતા તે જ તટ તરફ ચાલવા લાગ્યા.

ચિરપરિચીત અમદાવાદ નવું લાગવા મંડયું. જેમાં ચોવીસે કલાક વાસ કરતા હતા તે વ્હાલું છાત્રાલય પણ નવીન લાગ્યું.

છાત્રાલયમાં પ્રવેશ કરતાં જ સંસ્થાના સ્થાપક શેઠ શ્રી ચમનલાલ નગીનદાસ તરફ મસ્તક ઢળ્યું. એના વર્તમાન સંચાલક પૂ. માણેકબા તથા ઈન્દુમતી બહેન જેમણે આ પ્રવાસની યોજના તથા ખર્ચ મંજુર કર્યાં હતાં તેમનો અહેશાન યાદ આવ્યો.

સંસ્થાના ગૃહપતિજી અમારા આગમનથી જાગી ઉઠયા ને બધાની કુશળતા જાણી ખુબ રાજી થયા.

હજી સાથીઓ હારબંધ ખડા હતા તેમને મુસાફરી પૂર્ણ થયાનો છેલ્લો હુકમ 'ખતમ' આપી નાયકની જોખમદારીમાંથી હું મુક્ત થયો. આખાયે પ્રવાસમાં સાથીઓએ જે શિસ્ત બતાવી હતી તે બદલ તેમનો પણ ઉપકાર માન્યો.

પ્રિય વાંચક ! હવે કરવા ધારેલા પ્રવાસની યોજના જો તારી જાણમાં આવે તો અમારો સાથી થઇશ ને ?



**પ્રવાસ મંડળી** - પાછળ ઊભેલા : (૧) કેશવલાલ શાહ (૨) મુકુન્દરાય પરીખ (૩) ભાઇલાલ સદા સ્વયંસેવક (૪) અમૃતલાલ કોઠારી (૫) શાન્તિલાલ શાહ. વચ્ચે બેઠેલા : (૧) કાન્તિલાલ શાહ (૨) ધીરજલાલ નાયક (૩) રતિલાલ સંઘવી ઉપનાયક (૪) વાડીલાલ મહેતા. નીચે બેઠેલા : (૧) કાન્તિલાલ વોરા (૨) ચીમનલાલ શાહ.

# પ્રવાસમાં નિર્દિષ્ટ કરેલા સ્થળોની યાદિ

# આ જ લેખકની કૃતિઓ

| પુસ્તકનું નામ. | આવૃત્તિ | પહેલી આવૃત્તિની સાલ. |
|---|---|---|
| ૧ જીવવિચાર પ્રવેશિકા | | સં. ૧૯૮૪ |
| ૨ શ્રી રીખવદેવ | ( ૩ આ૦ ) | સં. ૧૯૮૪ |
| ૩ નેમરાજુલ | ,, | સં. ૧૯૮૫ |
| ૪ શ્રીપાર્શ્વનાથ | ,, | ,, |
| ૫ પ્રભુ મહાવીર | ,, | ,, |
| ૬ વીર ધન્નો | ( ૨ આ૦ ) | ,, |
| ૭ મહાત્મા દૃઢપ્રહારી | ,, | ,, |
| ૮ અભયકુમાર | ,, | ,, |
| ૯ રાણી ચેલ્લણા | ( ૪ આ૦ ) | ,, |
| ૧૦ ચંદનબાળા | ( ૩ આ૦ ) | ,, |
| ૧૧ ઇલાચીકુમાર | ( ૨ આ૦ ) | ,, |
| ૧૨ જંબુસ્વામી | ( ૩ આ૦ ) | ,, |
| ૧૩ અમરકુમાર | ( ૨ આ૦ ) | ,, |
| ૧૪ શ્રીપાળ | ,, | ,, |
| ૧૫ મહારાજા કુમારપાળ | ,, | ,, |
| ૧૬ પેથડકુમાર | ,, | ,, |
| ૧૭ વિમળશાહ | ,, | ,, |
| ૧૮ વસ્તુપાળ–તેજપાળ | ,, | ,, |
| ૧૯ ખેમો દેદરાણી | ,, | ,, |
| ૨૦ જગડુશાહ | ,, | ,, |
| ૨૧ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | ( ૩ આ૦ ) | ,, |
| ૨૨ અર્જુન માળી | (૧ આ૦) | સં. ૧૯૮૬ |

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ચક્રવર્તી સનત્કુમાર | (૧ આ૦) | સં. ૧૯૮૬ |
| ૨૪ | ગણધર શ્રી ગૌતમસ્વામી | ,, | ,, |
| ૨૫ | ભરત બાહુબલિ (સંપાદન) | ,, | ,, |
| ૨૬ | આર્દ્રકુમાર | ,, | ,, |
| ૨૭ | મહારાજા શ્રેણિક | ,, | ,, |
| ૨૮ | વીર ભામાશાહ (સંપાદન) | ,, | ,, |
| ૨૯ | મહામંત્રી ઉદાયન (સંપાદન) | ,, | ,, |
| ૩૦ | મહાસતી અંજના | ,, | ,, |
| ૩૧ | રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ,, | સં. ૧૯૮૬ |
| ૩૨ | મયણરેહા | ,, | ,, |
| ૩૩ | ચંદન મલયાગિરિ | ,, | ,, |
| ૩૪ | કાનકઠિયારો | ,, | ,, |
| ૩૫ | મુનિશ્રી હરિકેશ | ,, | ,, |
| ૩૬ | કપિલમુનિ | ,, | ,, |
| ૩૭ | સેવામૂર્તિ નંદિષેણ | ,, | ,, |
| ૩૮ | શ્રી સ્થૂલિભદ્ર | ,, | ,, |
| ૩૯ | મહારાજા સંપ્રતિ | ,, | ,, |
| ૪૦ | પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ,, | ,, |
| ૪૧ | સ્વાધ્યાય | ( ૨ આ૦ ) | ,, |
| ૪૨ | રતિસુંદરી | | સં. ૧૯૮૭ |
| ૪૩ | ઋષિ દત્તા | | ,, |
| ૪૪ | કળાવતી | | ,, |
| ૪૫ | સતી સુભદ્રા | | |
| ૪૬ | જળમંદિર પાવાપુરી ચિત્ર અને કાવ્ય | | ,, |
| ૪૭ | કુદરત અને કળા ધામમાં વીસ દિવસ | | ,, |
| ૪૮ | ઇલુરાનાં ગુફામંદિરો ( ઉપરના પુસ્તકનાં બે પ્રકરણો વિશેષ ચિત્ર તથા પ્રસ્તાવના સાથે) | | |

## છપાય છે. આજ સાલમાં બહાર પડશે.

૪૯ સતી નંદયતી ( ત્રિઅંકી નાટક )
૫૦ શ્રી ભદ્રબાહુ સ્વામી
૫૧ શ્રી હેમચંદ્રાચાર્ય
૫૨ થી હરિભદ્ર સૂરિ
૫૩ શ્રી સિદ્ધસેન દિવાકર
૫૪ શ્રી બપ્પભટ્ટિ સૂરિ
૫૫ શ્રી હીરવિજય સૂરિ
૫૬ ઉપાધ્યાયશ્રી યશોવિજયજી
૫૭ સતી સીતા
૫૮ દ્રૌપદી
૫૯ દમયંતી
૬૦ મૃગાવતી
૬૧ સતી નંદયતી
૬૨ ધન્ય અહિંસા
૬૩ સત્યનો જય
૬૪ અદત્તાદાનનો મહિમા
૬૫ સાચો શણગાર શીલ
૬૬ સુખની ચાવી યાને સંતોષ
૬૭ જૈન તીર્થોનો ટુંક પરિચય ભાગ. ૧
૬૮ „ ભાગ. ૨
૬૯ જૈન સાહિત્યની ડાયરી

# ધ્યાનમાં લેવા લાયક

**ઇલુરાનાં ગુફામંદિરો :**

આ પુસ્તકમાંનાં ઇલુરાનાં ગુફામંદિરોવાળાં પ્રકરણો શ્રીયુત નાનાલાલ ચીમનલાલ મહેતા આઈ. સી. એસ. ની વિસ્તૃત અને મનનીય પ્રસ્તાવના સાથે તથા બીજા ચાર વધારે ચિત્રો મળી કુલ ૭ ચિત્ર તથા કળામય પુંઠા સાથે સ્વતંત્ર પુસ્તક રૂપે બહાર પડેલ છે. કોઇ પણ ઇતિહાસ-કલારસિક કે ઇલુરાનાં ગુફામંદિરો જોવા જનાર પ્રવાસી આ પુસ્તકને લેવાનું ચૂકે નહિ. કિંમત આઠ આના.,

સુંદર ચિત્રકામ :

કોઇ પણ જાતના ચિત્રકામ માટે અમારી સાથે પત્ર-વ્યવહાર કરો. વ્યાજબી ભાવથી સંતોષકારક કામ મળશે.

અને

દરેક જાતની કાગળ તથા ધાતુ પરની સ્ટેન્સીલો
સોના, ચાદી પરનું ખોદકામ ( Engraving )
રૂપાની મનોહર ફ્રેમો

સિદ્ધહસ્ત કલાકાર ભાઈ બાપુલાલ છગનલાલ આપને પૂરી પાડવા તૈયાર છે. એ માટે અમારા સરનામે પત્રવ્યવહાર કરો. પૂરી વિગત આપવામાં આવશે.

**ધીરજલાલ ટોકરશી શાહ,**
રાયપુર, હવેલીની પોળ,
**અમદાવાદ.**



# એજન્ટો



## અમદાવાદ

એસ. જે. શાહ • રતનપોળ ફુવારા સામે

નાગરદાસ પ્રાગજીભાઇ: દોશીવાડાની
પોળ • વિદ્યાશાળા સામે

કપિલપ્રસાદ મહાસુખભાઈ • ગાંધી રોડ

## મુંબઈ

વર્ધમાન એન્ડ સન્સ • પાયધુની

આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ

## પાટણ

નાથાલાલ ગો. કોઠારી • ભાભાનુવાડો

## પાલણપુર

વીરવિદ્યોત્તેજક સભા-સાગરનો ઉપાશ્રય

## પાલીતાણા

જૈન સસ્તી વાંચનમાળા

સંઘવી મુળજીભાઇ ઝવેરચંદ

## વાંકાનેર

છોટાલાલ માનસિંગ કામદાર બી.એ.



બીજા પણ એજન્ટો જોઇએ છે.
તે માટે પત્રવ્યવહાર કરો.

મુદ્રક છાપનાર : કુમાર પ્રિન્ટરી અમદાવાદ